# જૈન તત્વ સમજવાની ચાવી



પ્રકાશક

શ્રી જૈન શ્વેતામ્બર તેરાપંથી સભા.
૨૮, સ્ટ્રેન્ડ રોડ કલકત્તા

પ્રથમાવૃત્તિ ૫૦૦૦ વીર સંવત ૨૪૬૦

કીંમત ૦-૨-૦

## આ પુસ્તક મેળવવાનાં સ્થળ

૧ શ્રી જૈન શ્વેતામ્બર તેરાપંથી સભા
૨૮ – સ્ટ્રાન્ડરોડ—કલકત્તા

૨ દોશી પ્રભાશંકર ત્રીભોવન
૫૫ – ૯૮ કેનીંગસ્ટ્રીટ—કલકત્તા

૩ ઝવેરી ચુનીલાલ નગીનભાઇ
૧૩૪–શેખમેમણસ્ટ્રીટ, પહેલે માળે, મુંબઇ–૨

૪ શાહ અમુલખ અનોપચંદ
ચાન (બનાસ કાંઠા એજન્સી)
ડીસા કેમ્પ થઇને

ધી સુર્યપ્રકાશ પ્રિન્ટિંગ પ્રેસમાં પટેલ મૂળચંદભાઇ ત્રીકમલાલે છાપી
પાનકોરનાકા—અમદાવાદ

# દયાધર્મની સમજ

— દોહરો —

દયા તે સુખની વેલડી, દયા તે સુખની ખાણ,
અનંતા જીવ મુક્તે ગયા, એ દયાતણા ફળજાણ.
દયા દયા સૌ કો કહે, મર્મ ન જાણે કોય,
જાત ન જાણે જીવની, તો દયા કીમીવીધ હોય

પ્રશ્ન —દયાધર્મ મૂલ્ય છે કે અમૂલ્ય ?

ઉત્તર —અમૂલ્ય

પ્રશ્ન —દયાધર્મ બળજબરીમા છે કે શાતિમય ઉપદેશમા ?

ઉત્તર —શાતિમય ઉપદેશમા

દયાધર્મ સમજવા સાઉ નીચે જે દલીલો અને દૃષ્ટાતો લખીએ છીએ તે ધ્યાન પૂર્વક વાચવાથી અને એકાગ્ર ચિત્તે મનન કરવાથી સ્હેલાઈથી સમજી શકાશે

૧ એક કસાઈ બકરાને મારવા માટે લઇ જાય છે તે વખતે તે કસાઇને એક માણુસ રસ્તામા મળ્યો, તેણે કસાઇને કહ્યુ કે ભાઈ! આ જીવહિસાના પાપથી તારે નરકે જવુ પડશે અને વેર–બદલો ભોગવવો પડશે, માટે આ જીવ હિસાના પાપથી નિ વર્ત એટલે કર નહિ ત્યારે કસાઈએ કહ્યુ કે મારા કુળનો આ ધધો છે એમા પાપ શાનું ? હુંતો બકરાને મારીશજ પેલા માણુસે કસાઈને ફરીથી કહ્યુ કે આ બકરા મારવાનું પાપ તું કોઇ રીતે છોડશે ખરો ? ત્યારે કસાઈએ જવાબ આપ્યો હા, આ ધધો હુ નફા માટ કરૂ છુ પાચ રૂપીઆ આપી હું આ બકરો લાવેલ છુ મને તમે

દસ રૂપીઆ આપો તો હમણા બકરાને છોડુ તે ગૃહસ્થ શ્રીમંત હોવાથી તેને મન દસ રૂપીઆ આપવા કોઈ મોટી વાત નહોતી તેણે તરતજ દસ રૂપીઆ કસાઇને આપી બકરાને છોડાવ્યો. એક માણસે તો આએ રીતે જીવ છોડાવ્યો

૨ બીજો કસાઇ બકરો મારવા લઇ જતો હતો, (શહેર હોય ત્યા કસાઇખાના ઘણા હોવાનો સંભવ છે ) એટલામા બીજો માણસ તેજ રસ્તેથી ચાલ્યો જતો હતો તેણે કસાઈને જોઇને કહ્યુ કે આ પાપથી તું કયારે છુટીશ? તારો જીવ છે તેવો બકરાનો જીવ છે આમ કહી કસાઇને ઘણું સમજાવ્યો, પણ કસાઈ ભારી કર્મી જીવ તે સમજે નહીં, તે તો કહેવા લાગ્યો કે એમા શેનું પાપ છે ? ખુદાનો હુકમ છે કલમો પઢીને મારીએ છીએ, માટે અમને કાંઇ પાપ લાગતુ નથી અમેતો ઉલટુ તેને બકરાની યોનીમાથી મુકાવી જલદી માણસ થવામા મદદ કરીએ છીએ વળી અમારો ધંધો છે, માટે હુંતો તેને છોડીશ નહીં. ત્યારે પેલા માણસે કસાઈને કહ્યુ કે ભાઇ! કોઈ રીતે મુકે ખરો ? ત્યારે કસાઈએ કહ્યુ હા, મે તે પાચ રૂપીયામા લીધેલ છે તમે મને દસ રૂપીઆ આપો તો હમણાજ મુકી દઉં પેલો માણસ વિચારમા પડી ગયો કે મારી પાસે રૂપીઆતો નથી. ત્યારે શુ મારે બકરાને છોડાવવો નહીં ? ના, ના, તેમતો બનેજ નહીં જેમ લક્ષ્મી પુન્યના ઉદયથી મળે છે તેમ આપણે પુન્યના ઉદયથી બળવાન છીએ પૈસો અને શરીરનુ બળ તો કોઈ ભાગ્યશાળીનેજ મળે છે, કે જે શરીરે તન્દુરસ્ત હોય

અને પૈસે ટકે સુખી હોય દુનિયામા મોટે ભાગે તો એવાજ બનાવો જેવામા આવે છે કે પૈસો હોય તો શરીર રોગીષ્ટ હોય અને શરીર તન્દુરસ્ત હોય તો લક્ષ્મી દેવીની અકૃપા હોય તેથી તેણે વિચાર્યું કે આજે ઘણા માણસો એમ કહે છે કે પૈસો ખરચી ધરમ મેળવાય છે, પરંતુ મારી પાસેતો તેનો અભાવ છે મને શરીરનું બળ પુન્યના જેગથી મળેલ છે ધનવાન લોક બકરા છોડાવેતો આપણે બેસી રહેવુ નહીં પૈસો અને બળ બન્ને પુન્યના જેગની વસ્તુ છે માટે દમ રૂપીઆ આપી બકરો છોડાવવાને બદલે આપણે દમ જોડા વગેરે કસાઇને મારી બકરો છોડાવવો જોઇએ આમ વિચારી દસ જોડા વગેરે કસાઇને માર્યા અને કમાઈને બેભાન જેવો કરી નાખી બકરો છોડાવી લીધો

૩ હવે ત્રીજા માણુસે કોઈ કસાઇ બકરાને મારવા લઇ જતો હતો તે જેયું, તેથી તે કસાઈને ઉપદેશ કરવા લાગ્યો કે ભાઇ! બકરાને તુ મારશે તો તારે મરવુ પડશે, છેદશેતો છેદાવુ પડશે, ભેદશેતો ભેદાવુ પડશે માટે આ વેર બાધી દુરગતીના અધિકારી થવુ સારૂ નહીં કસાઈ બીચારો હળુકર્મી જીવ હતો તે આ ઉપદેશ સાભળી સમજી ગયો અને બોલ્યો કે હે ભાઇ! તમે બહુ સારી બુદ્ધિ આપી. આજથી હું સમજ્યો કે જેવો મારો જીવ છે તેવોજ બકરાનો જીવ છે માટે હવે પછીથી હુ જીવ નહીં મારવાનો દૃઢ નિશ્ચય કરૂ છુ એવી રીતે ત્રીજા માણુસે પાપ કરનાર કસાઇને સમજાવ્યો અને હિંસાના પાપથી બચાવ્યો

ઉપલા ત્રણે દાખલા ઉપરથી વિચારો કે—એક માણુસે

દસ રૂપિઆ આપી બકરાને છોડાવ્યો, બીજાએ દસજોડા વગેરે મારી બકરાને છોડાવ્યો અને ત્રીજા માણસે શાંતિ મય ઉપદેશ આપી મારનાર કસાઇને સમજાવ્યો આ ત્રણે દાખલામા ધર્મ પુન્ય કોને થયું? આમ પુછવાથી સમજુ માણસતો નિષ્પક્ષપાતપણે કહેશે કે ત્રીજાને ધર્મ થયો, કારણકે—પાપ કરનાર કસાઇને દુરગતિમા પડતો બચાવ્યો વીતરાગની આજ્ઞા મુજબ દુરગતિમા પડતાને ધારણ કરી રાખે તેનું નામ ધર્મ છે અને કેટલાક બાળ જીવો ત્રણે જણને ઓછાવત્તા પ્રમાણમા ધર્મ થયો કહે છે

હવે વિચારવાની વાત એ છે કે શરૂઆતમા પ્રશ્ન એ હતો કે દયાધર્મ બળજબરીમા છે કે શાંતિમય ઉપદેશમા? તેનો ઉત્તર શાંતિમય ઉપદેશમા દયાધર્મ છે એમ જ્યારે અપાયો છે ત્યારે ઉપર જણાવેલા ત્રણે દાખલામા દયાધર્મ થાય છે એ માન્યતા અને વિચાર ભુલ ભરેલાજ સામાન્ય રીતે ગણાય એટલે પહેલા બે દાખલામા દયાધર્મ દેવગીના વચન મુજબ થતોજ નથી ફક્ત ત્રીજા દાખલામા ધર્મ [illegible]
માણસ સારી રીતે સમજી શકશે.

નીચેના દાખ[illegible]
શકાશે

એક [illegible]
વિચાર થયો તે
ખાવાનો બોધ આ
ઉકરે બીચારો
[illegible] ખાવાનુ છે

આમ મુળો ખાવાનુ છોડશે નહિ તેથી એક થપ્પડ મારીને મુળો છીનવી લેવો ઠીક છે એમ વિચારી થપ્પડ મારી છોકરા પાસેથી મુળો છીનવી લીધો. હવે ખૂબ ધ્યાન આપી વિચાર કરો કે છોકરા પાસેથી બળ જબરીથી મુળો છોડાવવામા દયા ધર્મ થયો નહિ સબબ છોકરાનો જીવ દુભાવીને મુળો છોડાવ્યો હતો, તેજ મુજબ કસાઇનો જીવ દુભાવીને બળજબરી વાપરી જોડા વગેરે મારી બકરી છોડાવ્યો તેમા ધર્મ શી રીતે થાય? જો બકરો બચ્યો તેમા દયાધર્મ છે એમ કહેવામા આવેતો મુળો બચ્યો તેમા દયાધર્મ છે એમ કહ્યા વગર ચાલેજ નહિ કસાઈ અજ્ઞાન તેમ છોકરો અજ્ઞાન કસાઇને મારવાથી જેમ બકરો બચ્યો, તેમ છોકરાને મારવાથી મુળો બચ્યો. આ ઉપરથી સ્પષ્ટ રીતે સાબીત થાય છે કે કેટલાએક બાળજીવો એમ કહે છે કે ઉપર જણાવેલા ત્રણે દાખલામા ત્રણેને ધર્મ વત્તા-ઓછા પ્રમાણમા થયો તે સદતર ભૂલ ભરેલુ યાને વીતરાગે બતાવેલા ધર્મથી ઊલટુ છે

સરકારી હકુમતવાલા, કશાઇ, ચોર, કુશિળિયા, ખૂની વગેરે ગુન્હા કરનારને બે, પાચ, દસ વરસ સુધી કેદખાનામા બળજબરીથી શિક્ષા આપવા સારૂ રાખે છે, ત્યારે કસાઇ બકરા મારવાથી અટકી જાય છે ચોર ચોરી કરવાથી અટકી જાય છે કુશિળિયા કુશિળ સેવવાથી અટકે છે એટલે શિયળ રાજ્ય સત્તાથી પળાઇ જાય છે આમા રાજ્ય સત્તામા ધર્મ થયો કે? રાજ્યસત્તામા ધર્મ સરકારને થયો એમ કહેવામા

વળી શતાવધાની રતનચંદ્રજી કૃત જૈન આગમ શબ્દ સગ્રહે અર્ધ માગધી ગુજરાતી કોષ પૃષ્ટ ૪૫૬ મા ધર્મ શબ્દનો એજ અર્થ કરેલ છે )

આ ઉપરથી વિચારો કે કસાઇને રૂપિઆ આપવામા ધર્મ થયો ? દુર્ગતીમા કોણ પડે છે ? બકરાને મારવાવાળો કે બકરો મરવાવાળો ? મારવાવાળો તો કસાઇ છે અને મરવાવાળો તો બકરો છે જો કસાઇને રૂપિઆ આપવામા દયાધર્મ થયો એમ કહેવામા આવેતો કસાઇને પાપથી બચાવવામા ધર્મ થયો એમ ગણાશે કે ? કસાઇને પાપમાથી બચાવવામા ધર્મ થયો કયારે ગણાયકે કસાઇ હિંસાના પાપથી ભારે થઇને દુરગતિમા પડયો હતો તેને ઉપદેશ આપી પાપ કરતા અટકાવ્યો એટલે દુર્ગતિના પડતા ધારી રાખ્યો. **દુર્ગતિથી ધારી રાખ્યો આનુ નામ ધર્મ છે.** રૂપિઆ આપવાથી કસાઇ દુરગતિમા પડતો અટકે એમ નથી ઊલટો પૈસા મળવાથી એકને બદલે બે અથવા વધારે મારવાની ઇચ્છા રાખે સબબ પૈસા મળવાથી બમણો ધંધો કરવાનુ જોર વધ્યું કસાઇ જયા સુધી પાપ કરતો અટકે નહિ ત્યા સુધી ધર્મ શબ્દ સાર્થક કયા થયો ? વળી રૂપિઆ લેનાર કસાઇને જયારે ધર્મ થયો નહી રૂપિઆ આપનાર જે, ધર્મની [illegible] દલાલ [illegible] બતમા ગણાય તેને દલાલ [illegible]

દલાલી પણ

સાથેજ [illegible] ને રૂપિઆ

મળવાથી

દલાલને ધ[illegible]

એક વધુ દાખલો સહેલાઇથી સમજી શકાય તે અત્રે બતાવવો ઠીક પડશે શ્રી મહિમ્મસ્વામી મહારાજ હમણા મહાવિદેહ ક્ષેત્રમાં વિચરે છે, તેઓની સેવામાં ક્રોડો દેવતાઓ હાજર રહે છે તેમાંથી જો માત્ર એક દેવતાને હુકમ કરે કે જગતમાં જેટલા કસાઇઓ, ગાયો, ભેંસો, બકરા વગેરે જીવો મારે છે તેને તમે ધન, માલ આપીને જીવ છોડાવો તો બહુ ધર્મ થશે. એટલો ઉપદેશ જો પ્રભુ આપે તો આજે એક જ દેવતા બધા કસાઇઓને માંગે તેટલા રૂપિઆ આપીને કસાઇખાના બંધ કરી શકે છે પરંતુ શ્રી મહિમ્મસ્વામીજીની આ શ્રદ્ધા અને પ્રરૂપણા પણ નથી કે પૈસા આપી દયાધર્મ કરો તેમ કોઇ પણ બીજા તીર્થંકરભગવાને આવી પ્રરૂપણા કીધી નથી જો કરી હોત તો કોઈ પણ સૂત્રમાં વાત ફરમાવતે વળી શ્રી મહાવીરપ્રભુને રાજા શ્રેણીકે પૂછયું કે-માહરી નરક શાથી ટળે ત્યારે પ્રભુએ શ્રેણીક રાજાને નરક ટાળવાના ચાર કારણો કહ્યા અને ફરમાવ્યું કે હે રાજા શ્રેણીક! જો તુ ચાર કારણોમાનું એક પણ કારણ કરે તો તારે નરકે જવું ન પડે —

— ચાર કારણના નામો —

(૧) નોકારસી, પોરસી વગેરે વ્રત પચ્ચખ્ખાણ કરે તો નરક ટળે

(૨) કપલાદાસી ભાવથી દાન

(૩) કાલકસુરી કસાઇ હાથથી નહિ મારે તો નરક ટળે

(૪) પુનિયા શ્રાવકની સામાયિકનો લાભ મળે તો નરક ટળે.

ઉપલા ચાર કારણો સાભળી રાજા શ્રેણીક બોલ્યો, હે પ્રભુ! માહરાથી નોકારસી, પોરસી વ્રત પચ્ચખ્ખાણ વગેરે બને નહિ, પણ બીજી બાબતતો હું પાર પાડીશ એમ કહી રાજા શ્રેણીક ઘેર આવ્યા અને કૃપણા દાસીને દાન દેવા કહ્યુ જવાબમા દાસીએ કહ્યુ કે માહરૂ નામ કૃપણા છે, જો હું દાન આપુ તો માહરૂ નામ કૃપણા છે તે ખોટુ થઇ જાય, માટે માહરા હાથથી હું તો કોઇ દિવસ દાન આપુ જ નહી આ સાભળી રાજા શ્રેણીક ગુસ્સે થયો અને બળજબરીથી દાન આપવા સારૂ કૃપણા દાસીને હાથે કડછી બધાવી દીધી અને પછી તે કૃપણાને હાથે દાન અપાવવુ શરૂ કીધુ રાજા શ્રેણીક ખુશી થઇ પ્રભુ પાસે જઇ નમ્ર નિવેદનથી પ્રભુ ને પૂછ્યું કે-સ્વામી માહરી નરક તુટી? ત્યારે પ્રભુએ કહ્યુ કે-હે રાજા શ્રેણીક! તે તારી દાસી કૃપણા પોતાના ભાવથી દાન ક્યા આપે છે? જો એ દાસી પોતાના ભાવથી દાન આપે, તો તો દાસીને પ્રથમ કરણે આપવાનો ધર્મ થતે અને દલાલીમા સુપાત્ર દાન અપાવવાનો બીજે કરણે તમોને ધર્મ થતે અને તમારી નારકી તુટવાનું કારણ થતે, પણ તે કાર્ય તમારાથી બન્યુ નહી. કૃપણા દાસી દાન આપતી વખતે કહે છે કે-હું દાન નથી આપતી, પણ રાજા શ્રેણીકની કડછી દાન આપે છે આમ બળજબરીથી દાન દેવરાવવાથી હે રાજા શ્રેણીક! તમારી નરક તુટે તેમ નથી

પ્રભુના આ ખુલાસાથી રાજા શ્રેણીક વિચારમાં પડયો કે આ પ્રયાસ તો ફોગટ જ નીવડયો.

હવે ત્રીજો ઊપાય કાલસુરી કસાઇનુ કસાઇખાનું બંધ કરાવી નારકી જવાનો બંધ તોડી નાખીશું એમ વિચારી શ્રેણીક રાજા ઘેર આવી કાલકસુરી કસાઇને બોલાવ્યો અને હુકમ કર્યો કે–આજનો દહાડો પાડા મારવા બંધ કર અને તેના બદલામાં તને જે જોઇતું હોય તે માગી લે જવાબમાં કાલકસુરી કસાઇએ કહ્યું કે–સાહેબ! હું મરવાનું કબુલ કરૂ, પણ પાડા મારવાનો ધંધો તો મૂકાશે નહિ આ સાભળી રાજા શ્રેણીક ગુસ્સે થયો અને કાલકસુરી કસાઇના હાથ પગ બંધાવી તેને કુવામાં ઉતરાવી દીધો. પછી શ્રેણીક રાજા મનમાં ખુશ થયો કે મે કાલકસુરી કસાઇ પાસે પાડા મારવા બંધ કરાવી દીધા હવે ભગવાન પાસે જઈ રાજા શ્રેણીક કહ્યુ કે–આપના ફરમાન મુજબ, પ્રભુ મે માહરી નારકી તોડવાનો ઊપાય કરી દીધો છે, ત્યારે પ્રભુએ ફરમાવ્યું કે રાજા શ્રેણીક! આમ જબરજસ્તી કરવાથી નારકી તુટે નહીં નારકી તો કાલકસુરી કસાઇ પોતાના ભાવથી હિંસા કરવાનું છોડે તોજ તુટે, અને તને ધર્મ થાય એને શાતિમય ઉપદેશ આપી સમજાવવામા આવે અને તેથી જો એ હિંસા કરવાનું છોડે તો હે રાજા શ્રેણીક! તમોને ધર્મની દલાલી થાય કે જે દલાલીએ કરી તમારી નારકી તુટે બળજબરી કરવાથી કસાઇના ભાવ કાંઇ બદલાયા નથી કસાઇ તો પોતાના ભાવથી કુવામાં પણ પાડા મારી રહ્યો છે તેનો તેના મુખથી અવાજ સાભળશો તો નિશ્ચય થશે રાજા શ્રેણીક સાભળવા સારૂ કુવા પાસે ચાલીને આવ્યો.

તે વખતે કસાઇ કુવામા કાદવના પાડા જેવો આકાર બનાવી, હાથથી મારી કહેતો જાય છે કે એક માર્યો, બે માર્યા, ત્રણ માર્યા, આ મુજબ અવાજ સાભળી રાજા શ્રેણીકને ખેદ થયો કે-આપણો પ્રયાસ નિષ્ફળ નીવડયો, કારણ કે-એની કાઇ મનોવૃત્તિ બદલાઇ નથી એટલે આપણને દલાલી મળે શાની? પ્રભુના વચન સત્ય છે

હવે ચતુર્થ ઉપાય કહે છે રાજા શ્રેણીકે ત્યાર બાદ પુનીઆ શ્રાવકને બોલાવી તેની સમાયક વેચાતી લઇ નારકી તોડવાનો વિચાર કરી, પુનીઆને બોલાવી કહ્યુ કે-હે શ્રાવક! તારી એક સમાયક વેચાતી આપ રાજા મફત લે નહિ, માટે જેટલી કીંમત હોય તેટલી લઇ લે ત્યારે પુનીઓ શ્રાવક બોલ્યો કે હે સ્વામી રાજા શ્રેણીક! મને સામાયકની કીંમતની ખબર નથી તમને જેણે નારકી તોડ વાનો ઊપાય બતાવ્યો છે તેજ સમાયકની કીંમત બતાવશે આ સાભળી રાજા શ્રેણીક પ્રભુ પાસે આવી અરજ કરી કહેવા લાગ્યા કે એક સમાયકની શું કીંમત થાય તે મને કૃપા કરી કહો જેથી એક સમાયકની ખરી કીંમત આપી, હું તે પુનીઆ શ્રાવક પાસેથી ખરીદ કરૂ કે જેથી મારહરી નારકીના બધન તુટે જવાબમા પ્રભુએ ફરમાવ્યું કે હે રાજા શ્રેણીક! સાભળ, કોઇ માણસને સમાયક કરવાના પરિણામ હોય નહિ અને તે માણસને સમાયક કરવાના ભાવ બીજો માણસ ઉપદેશ આપી ચઢાવી સમાયકના પરિણામ જગવે તો તે ભાવ ચઢાવનાર માણસ સમાયકનો દલાલ થયો. તે દલાલને દલાલીમા આખા જગ તનું ધન ભેગુ કરી કોઇ આપે તો પણ દલાલી પુરી અપાયલી ગણાય નહિ તો પછી સમાયકની કીંમત શું પુછો છો? આ તો અમૂલ્ય છે એમ સાભળી રાજા શ્રેણીક નીરાશ

જૈન ધર્મ છિન્નભિન્ન દશાએ ન પહોચે. ત્યારે વીર પ્રભુએ ફરમાવ્યુ કે હે ઈંદ્ર ! સાભળ – મેરૂ પર્વત માહરા અગુઠા વડે ધ્રૂજાવી શકુ તેમ છુ પણ આયુષ્યની પળ આઘી પાછી કરી શકુ તેમ નથી (આ વાત કલ્પ સૂત્રમા છે) શ્રો વીતરાગપ્રભુ ત્રિકાળજ્ઞાની મહાન્ સમર્થ હોવા છતા પોતાનું આયુષ્ય વધારી કે ઘટાડી શકયા નહી તો બીજાનું શુ ગજુ ? આમ હોવા છતા જો કોઈ એમ કહે કે–બકરો મરતો હતો તેથી કસાઇને મે દશ રૂપીઆ આપી બકરાને મરતા અટકાવ્યો ( એટલે તેના આયુષ્યનો વખત વધાર્યો ) અને મે અમરીયો કીધો તો તેવુ કહેનાર કેવળ અભિમાની ગણાય અને તેની બુદ્ધિ વીરપ્રભુ કરતા વધારે ગણાય

જીવવુ અને મરવુ એ તો કુદરતી ખેલ છે અને પોતપોતાના આયુષ્ય કર્મને આધીન વાત છે બીજાઓ તો માત્ર એક બીજાના નિમિત્ત કારણ નહિ તો બીજુ શુ હોઈ શકે ! તે એક ખાસ ખૂબ ઊડા વિચારી જોવાની વાત છે કેટલાએક કહે છે કે સાત પ્રકારે આયુષ્ય તુટે છે એટલે આયુષ્ય બાકી હોવા છતા જીવ મ ‍ી જાય છે તે ખાસ સમજવાની અત્રે અગત્યતા છે

**(અ) આયુષ્યની પ્રકૃત્તિ જે બધાય તેમા કોઈ દહાડો વધઘટ જ્ઞાનીના વચન મુજબ થાય જ નહિ.**

આયુષ્ય પ્રકૃતિનો બધ ઉમરમા માત્ર આખા જનમારામા એક જ વખત પડે છે અને આયુષ્યના બધ પડે

ત્યારે નીચે બતાવેલા છ બોલનો બધ સાથે જ પડે છે તે

છ બોલના નામ —

(૧) ગતિ-એટલે ચાર ગતિમાથી જે ગતિમા જવાનુ હોય તે

(૨) જાતિ-એટલે પાચ જાતિમાથી જે જાતિમા જવાનુ હોય તે

(૩) સ્થિતિ-એટલે જે કાળ સુધી જીવવાનુ હોય તે.

(૪) અવગાહના-એટલે શરીરની લબાઇ પહોળાઇ હોય તે

(૫) અનુભાગ બધ-એટલે કર્મ બાધતી વખતે જેવો રસ વીપાક પડયો હોય તે

(૬) પ્રદેશ બધ-તે જીવ કર્મ લોલી ભુતપણુ

હવે તે છએ પ્રમાણ ઉપરથી સાબીત થાય છે કે-દરેકનો જીવ આયુષ્ય સ્થિતિ વગેરે છ બોલનો બધ પૂર્વ ભવમા જ નિર્માણ કરી પછી બીજા ભવમા અવતરે છે તો વાંચકગણ વિચારે કે-પૂર્વે નિર્માણ થયેલી એટલે નક્કી થયેલી આયુષ્ય પ્રકૃતિમા ફેરફાર શી રીતે પડે ? જો બધાયલી સ્થિતિમા ફેરફાર પડે એમ કોઇનુ માનવુ હોય તો તેને હીસાબે બધાયેલી ગતિ જાતિ વગેરેમા પણ ફેર બદલ થઇ શકે એમ માનવુ પડશે અને તેને હીસાબે રાજા શ્રેણી કનો નરક ગતિનો બધ ટળી જવો જોઇતો

હતો પણ તે કાઇ ટળ્યો નહિ તેને તો નર્ક ગતીમા જવુ જ પડયુ છે એથી ડહાપણથી વિચારવાની જરૂર છે કે જેમ બધાયેલી ગતિમા ફેરફાર ન થઇ શકે તેમ બધાયેલા આયુષ્ય સ્થિતિમા ફેરફાર ન જ થઇ શકે, કારણ કે છએ બોલનો બધ એકી સાથે પડે છે અમ છતા કેટલાએક કહે છે કે- ઠાણાગજીના માતમા ઠાણામા એવો પાઠ છે કે સાત પ્રકારે આયુષ્ય તુટે છે તેનો ઉત્તર —

(ખ) શાસ્ત્રોમા આયુષ્ય તુટે એવો પાઠ જ કોઇ ઠેકાણે નથી

(ક) શ્રી ઠાણાગ સૂત્રના માતમા ઠાણામા સાત પ્રકારે આયુષ્ય ભેદે એટલે ખલાસ થવાના નિમિત્ત કારણો સ્પષ્ટ રીતે બતાવેલા છે અને તે નિમિત્ત કારણો મરતી વખતે આવી બને છે.

(ડ) આયુષ્ય તલ વધે નહિ, ગઇ ઘટે નહિ

અતરે વીર વીક્રમાદિત્યની બાબત વધારે અગત્યની હોવાથી તે જણાવીએ છીએ

વીર વીક્રમાદિત્ય પહેલા કેટલાએક રાજાઓ રાજગાદીએ આવતા કે તરતજ યક્ષ દેવતા મારી નાખતો, આમ કરતા વીક્રમાદીત્યનો રાજ્યગાદીએ બેસવાનો વારો આવ્યો ત્યારે યક્ષ તલવાર લઈ તેને મારવા આવ્યો ત્યારે રાજા વીક્રમાદીત્યે યક્ષને કહ્યુ કે હું મરણથી કાઈ બીહતો નથી તારે મને મારવો હોય તો

ખુશીથી મારજે, પરતુ હે યક્ષ ! તું એકવાર શ્રીમહીર સ્વામીજીને પુછી આવ કે વીક્રમાદીત્યનું આયુષ્ય કેટલુ છે પછી હું મરવા માટે ઇન્કાર કરીશ નહી તારે હાથે માહરૂ મરણ નીપજવાનું હશે તો તે કોઇ ટાળી શકનાર નથી યક્ષ શ્રીમહીરસ્વામી પાસે ગયો અને પૂછયું ત્યારે ભગવાને ફરમાવ્યું કે હે યક્ષ ! વીક્રમાદીત્યનું આયુષ્ય એકસો વરસનું છે તે ખુલાસો યક્ષે વીક્રમાદીત્યને કહ્યો અને તલવાર કાઢી વીક્રમાદીત્યને કહ્યુ કે હવે હું તને મારૂ છુ, માટે તારા ઇષ્ટ દેવને યાદ કર પણ રાજાને પોતાનુ આયુષ્ય પ્રભુએ એકસો વર્ષનું ફરમાવ્યું હતું તે વચન ઉપર પૂર્ણ શ્રદ્ધા હતી કે એકસો વરસનું આયુષ્ય પ્રભુએ માહરૂ બતાવ્યું છે તેમા તલ વધે નહિ અને રાઇ ઘટે નહિ પછી યક્ષ દેવતાની અક્કલ ઠેકાણે લાવવા સારૂ રાજા વીક્રમાદીત્યે યક્ષને બીજી વાર શ્રીમહીરસ્વામી પાસે જઇ અરજ કરી પૂછાવ્યું કે સો વરસના આયુષ્યના આકડામા એકડા ઉપર બે મીડા છે તે બે મીડા મને સારા લાગતા નથી, માટે આપ બે મીડામા ફેરફાર કરી નવાણુ વરસનું કે એકસોને એક વરસનું આયુષ્ય કરો તો ઠીક આ બાબતનો ખુલાસો આવ્યા પછી હું તારે (યક્ષ) હાથે મરવા તૈયાર છુ યક્ષ દેવતાએ શ્રીમહીર સ્વામી પાસે હાથ જોડી આ બાબતનો ખુલાસો આપવા વિનતિ કરી ત્યારે પ્રભુએ ફરમાવ્યું કે દેવાણુ પ્રિય ! (યક્ષને) બાર બાર મહીનાની ઘટાવધી તો દૂર રહી પણ આયુષ્યસ્થિતિ તો જે બધાઈ ગઈ હોય તેમા એક મિનીટનો પણ ફેરફાર થાય નહિ આ હકીકત યક્ષે આવી રાજા વીક્રમાદીત્યને જણાવી થોડા વખત બાદ આ યક્ષે વીર વીક્રમાદીત્યને

મારવા સારૂ તલવાર કાઢી ઊઠયો રાજા વીક્રમે પોતાની પણ તલવાર કાઢી યક્ષને કહ્યુ કે તુ દેવતા થયો છે શ્રીમહાવીરસ્વામી પાને માહરૂ આયુષ્ય એકસો વરસનું છે એમ તુજ સદેશો લાવેલ છે વળી તેમાં એક મિનિટનો ફેરફાર થઇ શકે તેમ નથી તેમ છતા તુ મને હાલ કેવી રીતે મારે છે તે હુ પણ જોઉં શું તુ ભગવાન કરતા પણ ચઢીયાતો છે કે? માહરૂ એકનો વરસનું આયુષ્ય હમણા મો વરસ પુરા થયા અગાઉ તોડી નાખશે? રાજાના આવા ઊપદેશ પૂર્વક વચનો સાંભળી તે યક્ષદેવતાની અક્કલ ઠેકાણે આવી અને યક્ષે રાજાને કહ્યુ કે આ બાબતમા માહરી ભૂલ થઈ છે માટે માફ કરો આયુષ્ય કોઇ કોઈનું વધતુ ઓછુ કરી શકતું નથી આજ પછી હે રાજા વીર વીક્રમાદીત્ય! આપ જીવશો ત્યા સુધી આપની સેવા કરવાનું કબૂલ કરૂ છુ એમ કહી જે દીશામાથી યક્ષ આવેલો તે દીશામા પાછો ફરી ચાલ્યો ગયો. રાજા વીક્રમાદીત્યના દાખલા ઉપરથી જણાશે કે-શ્રીમહાવીરસ્વામીજીના ખુલાસા મુજબ પણ જીવવુ અને મરવુ એ તો પોત પોતાના આયુષ્યના જ આધારે છે કોઇની તાકાત અને હિમ્મત નથી કે કાળનો દિવસ ફેરવી શકે

હમેશા એક-બીજાના પૂર્વકૃતના સબધને લીધે તેમજ સ્નેહ રાગને લીધે રૂપિઆ દ્વારા અથવા બળજબરી દ્વારા છોડાવવાના નિમિત્ત કારણ બને છે રૂપિઆ આપી-છોડાવી મે અમરીયો અમુક જીવને કીધો એમ માનવુ, મનાવવુ એ કેવળ અભિમાન બુદ્ધિનું પરિણામ જ નહિ તો બીજુ શું હોઇ શકે? રૂપિઆ આપવાથી કાંઇ દુરગતી પડતાં અટકે નહિ જ્યારે ધર્મ શબ્દ તો ફક્ત દુરગતી પડતાને

ધારી રાખે ત્યા જ લાગુ પડે છે તે ઊંડાણુ વીચાર કરવાથી તરત સમજાશે

ન્યાય પૂર્વક વાત વીચારવાથી હળુકર્મી જીવને આ બાબતના મૂળ તત્વ યાને ભેદ રૂચી જાય, પૈસા આપવા અથવા બળજબરી કરવી એથી કાઇ ધર્મ નથી થતો આતો સસાર વહેવાર કહેવાય ધર્મ તો પાપ કરનારને ઊપદેશ આપી અટકાવવામાજ કહેવાય છે

કોઇ માણુસ રૂપિઆ આપી જીવ છોડાવતો હોય તો તેને, તેરાપથી સાધુઓ અથવા તેરાપથી ધર્મ માનનારા, ના પાડે છે એમ કહી ભોળા લોકોને ખોટી રીતે ભડકાવી મૂકનારાઓનુ બોલવુ અથવા કહેવુ કેવળ સત્યથી વેગળુ છે તે ઊપરના વીજાતવાત્ના તમામ દાખલા દલીલ સાથેના ખુલાસાથી સમજી શકાશે, સાધુ ઉપદેશના કામમા સસારી જીવને સસાર અને મોક્ષનો મારગ સમજાવે છે શાન્તિ જ્ઞાનથી ઊપદેશ આપી, પાપ કરનારના આત્માને દુરગતી પડના ધારી રાખે તે ધર્મ થયો એમ સમજે અને પૈસા આપે તે સસાર મારગ થયો એમ સમજે. આ મુજબના બેઉ રસ્તા જુદા પાડી સમજાવે, કે જેથી સસાર મારગ અને મોક્ષ મારગ બન્ને જુદા જુદા સમજાય સસાર મારગને સસારનો ઉપકાર અને મોક્ષ મારગને ધરમનો ખરો ઉપકાર થયો એમ સમજે. એવુ તેરાપથી સાધુઓનું કહેવું છે કરવું, કરાવવુ તે ગ્રહસ્થની ઈચ્છાની વાત છે કોઇને સસારનો ઉપકાર કરતી વખતે સાધુ વચમા બોલે નહિ અને બોલે તો સાધુ કહેવાય નહિ

સાધારણ રીતે આગળ જણાવેલ દાખલામા કસાઇને ઉપદેશ મળવાથી, બકરાને મારતા અટકયો એમા ધમ સૌ કોઇ કહે, હવે કસાઇ પાપ કરતો બચ્યો એ ધર્મ કે બકરો બચ્યો, એ ધર્મ, એજ બાબત મૂખ્ય સમજવાની છે કસાઇ, દુરગતિમા પડતો ઉપદેશને લીધે અટકયો અને પાપ કરતો બચ્યો એનો કસાઇને પહેલે કરણે ધર્મ થયો અને ઉપદેશ કરનારને ધર્મની બીજે કરણે દલાલી મળી કમાઇએ પોતાના આત્માને પાપ કરતા અટકાવ્યો તેનુ પરિણામ એ આવ્યું કે બકરો તો આપો આપ પેટામા એનુ આયુષ્ય વધારે હોવાથી બચીજ ગયો અને તેથી બકરો બચ્યો તેનું નામ ધર્મ થયો કહેવાય જ નહિ એ સ્પષ્ટ રીતે સમજવુ

દાખલા તરીકે જેમ કોઈ એક માણસ બજારમાથી લીલો ત્રી ખરીદ કરી ઘેર લાવતો હતો, તેને રસ્તામા બીજો એક માણસ મળ્યો અને ઉપદેશ આપ્યો કે આજે ચૌદશ છે, શ્રાવકના કુળમા જન્મી સાધારણ દિવસ કરતા પર્વ તિથિને દિવસે તો લીલોતરી ખાવાના પચ્ચખ્ખાણ કરવા ઠીક છે આ ઉપદેશથી તે માણસે પચ્ચખ્ખાણ કીધા અત્રે વીચારવાની વાત એ છે કે જે માણસે ઉપદેશ મળવાથી લીલોતરી ખાવાના પચ્ચખ્ખાણ કર્યા, તેમા ધર્મ થયો કે લીલોતરી બચી તેમા ધર્મ થયો ? ઉત્તર —પચ્ચખ્ખાણ કર્યા તેમા બચી એમા કાઇ ધર્મ નથી લીલોત્રી તો પેટાની વસ્તુ હોવાથી પેલા માણસે પાપમાથી બચવાના પચ્ચખ્ખાણ કરવાથી આપો આપ તેનુ આયુષ્ય બળવાન હોવાથી રહી. લીલોત્રીનુ આયુષ્ય આવી રહ્યુ હોય તો તે વખતે તેને કોઇ પણ પછી તે માણસ હોય કે ઉંદર જેવુ જાનવર હોય, તે ખાઇ જતે. જો ઉપલા દાખલામા બકરો બચ્યો તેનો ધર્મ થયો એમ માનવામા

આવે, તો અહિઆ આ દાખલામા લીલોતરી રહી તેનો ધર્મ થયો એમ માનવુ પડે જો લીલોતરી બચી એમા ધર્મ થયો એમ કોઇ કહે તો, થોડા ટાઇમ પછી એ લીલોતરીને કોઇ ખાઇ જાય અને તેનો વિનાશ થાય તો શુ ધર્મ પણ નાશ પામ્યો ? લીલોતરી બચી એ ધર્મ નથી અને બકરો બચ્યો એ પણ ધર્મ નથી એ વિવેકબુદ્ધિથીજ નિર્ણય થયો કે નહિ તેજ અને વીચારવાનુ છે લીલોતરી ખાનારનો આત્મા ઉપદેશથી પાપ કરતા બચ્યો તેનેજ તેમા ધર્મ થયો એ વીર પ્રભુએ જે દયા બતાવી છ તે ઉપરથી સ્પષ્ટ સમજાય છે

સમજવા સારૂ એક વધુ દાખલો, એક સુતાર લીલા ઝાડને કાપે છે, એવામા ત્યા આગગથી બીજો માણસ જતો હતો, તેણે જે માણસ ઝાડને કાપનો હતો તેને ઉપદેશ આપ્યો કે, હે ભાઇ !

તારો જીવ છે તેવો જ આ ઝાડનો જીવ છે ઝાડને છેદશે તો છેદાવુ પડશે, ભેદશે તો ભેદાવું પડશે, જીવના વેર બદલા અનતિવાર ભોગવવા પડશે માટે આવા પાપથી નિવત -( દૂર રહે ) સુતારનો જીવ હળુકર્મી હોવાથી તે ખરૂ રહસ્ય આમા સમજ્યો અને બુઝી જવાથી તેણે લીલા ઝાડ કાપવાના પચ્ચખ્ખાણ કીધા, સુતારે ઝાડ કાપવાના પચ્ચખ્ખાણ કર્યા તેમા એને ધર્મ થયો કે ઝાડ કપાતું બચ્યું તેમા એને ધર્મ થયો ? પાપ સુતાર કરતો હતો અને તે પાપ કરવાના સુતારે પચ્ચખ્ખાણ કીધા અને પાપથી અટક્યો તેનો સુતારને ધર્મ થયો પાપ કરનાર પાપ કરતા અટકે તેનુજ નામ ધર્મ, ઝાડ કપાતા બચ્યું તેનુ નામ ધર્મ છેજ નહિ, ઝાડનુ આયુષ્ય બળવાન છે ત્યા સુધી રહેવાનું અને જો

કોઇ એમ કહે કે ઝાડ બચ્યું તેમાજ ધર્મ થયો તો બીજો કોઇ, પણ આવીને આ ઝાડને કાપી નાખે, તો ઝાડ બચ્યું તેમા ધર્મ કહેનારને હીસાબે ધર્મ કપાઇ ગયો, એટલે ધર્મ નાશ પામ્યો એમ માનવુ પડશે કારણ કે જે વસ્તુને દયા ધર્મ તરીકે માનતા હતા તે તો કપાઇ ગઇ હવે સમજવાનુ એ છે કે દયા કોઇની કાપી કપાતીજ નથી વસ્તુને દયા મનાય તો વસ્તુ વિનાશ પામવાથી દયા પણ વિનાશ થઈ જાય વસ્તુ કાઇ દયા છે નહિ અને કહેવાય પણ નહિ પોતાનો જીવ જેવો છે તેવો જ આ ઝાડનો પણ જીવ છે અને તેથી સુતારે પોતાના આત્મા સમાન ઝાડના જીવને સમજી ઝાડ નહી કાપવાના પરિણામ કીધા એણે પોતાના જીવને પાપ કરતા ધારી રાખી અટ કાવ્યો તેનોજ સુતારને દયા ધર્મ થયો અને તે ભાવ દયા કોઇની કાપેલી કપાતી નથી

સુતાર અને ઝાડના દાખલા ઉપરથી ખરૂ સમજવાનુ એ છે કે ઉપલા દાખલામા કસાઇએ, બકરાને પોતાના આત્મા સમાન સમજી બકારાને નહિ મારવાના ભાવ કર્યા અને ન મારવાના પચ્ચખ્ખાણ લીધા તે દયા થઈ છે પણ બકરો બચ્યો તે દયા નથી

હવે એક બીજો દાખલો પણ વીચારવા જેવો છે અને તે નીચે મુજબ છે તે ધ્યાન આપી વાચી સમજવાની ખાસ અગત્યતા છે તે સમજો

કોઈ એક માણસ કીડી મારે છે તેને એક બીજા માણસે જોયું તેથી જે માણસ કીડી મારતો હતો તેને ઉપદેશ આપી કીડી ન મારવાના પચ્ચખ્ખાણ કરાવ્યા. કીડીને

પોતાના આત્મા સમાન સમજી હિંસા રૂપ પાપ પોતાના આત્માને જે લાગે અને દુરગતિ થાય તેમાથી પોતાના આત્માને બચાવ્યા તે દયા થઈ કે કીડી રહી તે દયા થઈ સીધી અને સરળ વાતતો આમા કીડી મારવાના પચ્ચખ્ખાણ લીધા એ દયા છે, કીડી કાઇ દયા નથી જો કીડી રહી એને દયા માનવામા આવે તો, ધારો કે થોડા વખતમા હવા અને પવનના સપાટાથી કીડી ઉડી ગઇ તો સાથે શું દયા પણ ઉડી ગઇ કે? દયા ઉડતીજ નથી એમ સૌ કોઇનું કહેવુ છ તો પછી કીડી રહી એ દયા મનાયજ કેવી રીતે? **વસ્તુ રહી તે દયા નહિ નહિ મારવાના પરિણામ થયા તે દયા છે**

દયા, દયા, સૌ કોઇ કહે છે પણ સ્વદયાને ઓળખ્યા વગર પરદયા સમજી શકેજ નહિ સ્વદયાની બરાબર રીતે ઓળખ થાય અને સ્વરૂપને સમજાય તો પરદયા પેટામા આપો આપ સમજાઈ જાયજ

જેમ એક માણુને કીડી મારવાના પચ્ચખ્ખાણ કીધા તો પહેલા દયા તેણે કોની કરી? પોતાના આત્માની કે કીડીના જીવની? ખરૂ જોતાતો તેણે પોતાનીજ દયા કરી કારણકે પોતાને પચ્ચખ્ખાણ કરતી વખતે એવો વીચાર થયો કે જો હુ કીડીના જીવને મારીશ તો મને પાપ લાગશે અને તે પાપને લીધે ઘણા જન્મ મરણ કરવા પડશે, માટે હિંસાના પાપથી માહરા આત્માને હ બચાવ આમ પચ્ચખ્ખાણ જે કીધા તેમા તેને સ્વદયા એટલે પોતાના આત્માની દયા પહેલી થઈ અને સ્વદયા પાળવા જતા કીડી તો પેટામા તેના

આયુષ્યબળને લીધે આપો આપ બચી ગઈ કીડી બચ્યાનો ગુણ પોતાના આત્માને નથી પોતાના આત્માને તો એ ગુણ થયો કે પ્રાણાતિપાત આશ્રવમાથી પોતાના આત્માને બચાવ્યો અને સવરભાવમા પોતાના આત્માને સ્થિર કીધો

**અભયદાનનો અર્થ શુ અને તે કયારે થાય?** જો મા ણસ પ્રથમ પોતાના આત્માને અભય બનાવે તો તેના તરફથી બીજા જીવને તો અભય પેટામાજ થઇ જાય. પોતાનો આત્મા અભય કયારે થાય કે પોતાના તરફથી કોઇને ભય કરે નહિ ત્યારેજ જો બીજાને ભય કરે તો પોતાના આત્માને ભય ઊભો યાને કાયમ રહેલો છેજ

એક માણુસે જેમ કીડીને ભય ઉપજાવવાના પચ્ચખ્ખાણ કર્યા તો પ્રથમ અભયદાન પોતાના આત્માને આપ્યું કે કીડીને ? પોતાના આત્માને પચ્ચખ્ખાણ કરની વખતે એવો વિચાર થયો કે–જો હુ કીડીને ભય ઉપજાવીશ તો તેનું પરિણામ યાને ફળ મને આગળના જન્મોમા ભોગવવુ પડશે, માટે માહરા આત્માને ભય કરવાના પાપથી બચાઊં જેથી માહરો આત્મા અભય બને. આ મુજબના પચ્ચખ્ખાણ કરવાથી પોતાનો એટલે પચ્ચખ્ખાણ કરનારનો આત્મા પ્રથમતો અભય થયો અને પોતાના આત્માને અભયદાન કરવાથી કીડીને તો એના તરફથી પેટામા આપો આપ ભય થતો અટકી ગયો

વળી વધારે પડતુ સહેલાઈથી સમજાય એવી એક ગાથા નીચે મુજબ લખી છે

"જીવ જીવે તે દયા નહિ, મરે હો તે તો હિંસા મત જાણ;
મારણવાળાને હિસક કહ્યો,નહિ મારે તેતો દયા ગુણખાણ"

ભવ્ય જીવો તુમે જૈન ધર્મ ઓળખો

ભાવાર્થ —હે ભવ્ય જીવો! તમો જૈન ધર્મને ઓળખો કે જૈન ધર્મમા દયાનું સ્વરૂપ કેવી સરસ રીતે બતાવ્યું છે

"જીવ જીવે તે દયા નહિ," એટલે દુનિયામા અનતા જીવો પોત પોતાના આયુષ્યથી જીવી રહયા છે એમા કોઇને દયા ધર્મ લાગતો નથી

"મરે હો તે તો હિસા મત જાણ," એટલે અનતા જીવો પોત પોતાનું આયુષ્ય બળ ખલાસ થવાથી દરરોજ મરે છે એની હિંસાનું પાપ કોઇને લાગતુ નથી

'મારણવાળાને હિંસક કહયો,' એટલે હિંસાનું પાપ મારવા વાલાને લાગે છે, કારણ કે હિંસા કરે છે તેથી

"નહિ મારે તે તો દયા ગુણખાણ" એટલે પોતાના આત્મા સમાન બીજાના જીવો ને સમજી નહિ મારે તેજ દયાવાન છે

વાચક ? ઉપરની આ એકજ ગાથા ધ્યાનમા રાખી વિચાર ! તો જીનપ્રણીત દયાનું ખરૂ સ્વરૂપ સમજાઇ આવશે કે જીવ જીવતો રહે એ દયા નથી પણ નહિ મારવાના ભાવ કર્યા તે દયા છે અને તેમજ મારવા વાળા હિંસકના નહિ મારવાના ભાવ કરાવ્યા એજ દયા ધર્મ છે ડાહયા હો તો વીચારી જોજે

વળી વિશેષ સમજવા સારૂ મેઘકુમારનો પૂર્વભવનો દાખલો શાસ્ત્ર જ્ઞાતા સૂત્ર અધ્યયન ૧ મા (એક) બતાવવામા આવેલ છે તે કહે છે

મેઘકુમારનો જીવ પૂર્વ ભવમા હાથી હતો તે વખતે પોતાના પગ મૂકવાની જગ્યામા આવેલા સસલાની અનુકંપા દયા ભાવથી પોતાના આત્માવત્ જાણી પોતે પગ ઊંચો રાખ્યો અને તેના ઉપર પગ ન મૂક્યો એટલે તેને માર્યો નહિ, તે કારણથી પોતે પરીત સંસાર કરી મનુષ્યનું આયુષ્ય બાંધી શ્રેણીક રાજાનો દીકરો મેઘકુમાર થયો વાચકજણ ! હવે ખૂબ ન્યાયદૃષ્ટિથી ધ્યાન આપવાની જરૂર છે કે–સસલો રહ્યો તે દયા કે હાથીએ અનુકમ્પા દયાએ કરી સસલાને ન મારવાના ભાવ કર્યા એ દયા ? સસલો રહ્યો એ દયા કહેવામા આવે તો તેને હીમાએ હાથીને ઊંચો પગ રાખી મર્ણાંત કષ્ટ સહન કરવાની શું જરૂર હતી ? પછી તો હાથી તે સસલાને જીવતો રાખવા સારૂ સુંઢથી ઊપાડીને પોતાના વાસા ઉપર મૂકી દેતે તો સસલો જીવતો રહી જતે અને હાથીને મર્ણાંત કષ્ટ ભોગવવુ નહીં પડતે, વળી તે સહેલો અને સરળ ઊપાય હતો તેમ છતા એમ કરવામા ન આવ્યું તેનું કારણ એજ કે સસલો દયા નથી હાથીએ અનુકમ્પા–દયા કરી સસલાને નહિ માર્યો અને પોતાનો પગ ઊંચો રાખી મહાન કષ્ટ સહન કર્યું એ દયા છે એ દયા કરવાથી અનંત સંસારીનો પરત સંસારી થયો અને રાજા શ્રેણીકને ઘેર ઊપન્યો. આ ઉપર આપેલા દાખલા પરથી સ્પષ્ટ રીતે સમજાઈ આવશે કે જીવ જીવે એ દયા નથી, પણ અનુકમ્પા–દયા ભાવ લાવી બીજાના આત્માને પોતાના આત્માવત્ ગણી ન મારવાના ભાવ કરે તે દયા છે, તેમજ કોઇ મારતો હોય તેને ઉપદેશ આપી ન મારવાના ભાવ કરાવે તે દયા છે

જેમ એક માણસે તળાવ તાડવાના પચ્ચખ્ખાણ કર્યાં. હવે વિચારવા[illegible]ત એ છે કે–પચ્ચખ્ખાણ કર્યા તે કહેવાય [illegible] પાણીથી ભરાયલુ રહ્યુ તેમા

કહેવાય ? તે માણસ તળાવ તોડવાની હિંસા રૂપ પાપથી બચ્યો એ દયા ધર્મ ખરી રીતે કહેવાય. ઉત્તમ જીવ જ્ઞાન નેત્રથી વિચારી જોશો. તળાવ પાણીથી ભરાયલુ રહ્યુ તે કાઈ દયા ધર્મ કહેવાય નહિ તળાવતો પાણીથી ભરેલા અસખ્ય છે ફક્ત તળાવ તોડવાના પચ્ચખ્ખાણ જે કર્યા તેમા તેને ધર્મ થયો કહેવાય

વાચનાર, આપણે નીચેના ત્રણ દષ્ટાત લઈએ અને તેના પરિણામનો વિચાર કરીએ —

૧ એક કસાઈ એક બકરો મારવા લઈ જતો હતો. રસ્તામા જૈન સાધુ મુનિરાજ તેને મળ્યા અને કસાઇને સાધુ મુનિરાજે હિંસાના બહુ માઠા ફળ જણાવ્યા પાપના ફળ સાભળતા જ તે કસાઇને એકદમ ધ્રુજારી થવા લાગી અને બે હાથ જોડી સાધુ મુનિરાજને કહેવા લાગ્યો કે–મે તો આખી જીદગી સુધી કસાઇપણાનો એટલે હિંસાનો ધધો કર્યો છે, માટે હે મુનિરાજ ! માહરી ગતિ શુ થશે ? સાધુ મુનિરાજે જવાબ આપ્યો કે–હિંસાના કામો અત્યાર સુધીમા જે તે કર્યા તે તો અજ્ઞાનપણામા થયા હવે તો હિંસા કે જેમા પાપ લાગે છે તે કરવાનુ છોડી દે સાધુ મુનિરાજના સદુપદેશથી કસાઇ સમજ્યો એટલે પાપ કૃત્યોનુ તેને ભાન થયું પછી તુરતજ તે કસાઈએ બકરા નહિ મારવાના મુનિ રાજ પાસે પચ્ચખ્ખાણ કીધા આમા ઉપદેશ આપનાર સાધુજીને ધર્મદલાલી શાની મળી તે વીચારો, કસાઈ હિંસક હતો તે દયાવાન થઈ, સાધુજીના ઉપદેશથી બકરા મારવાના તેણે પચ્ચખ્ખાણ કીધા તેની કે બકરા જીવતા

રહ્યા તેની ધર્મદલાલી સાધુજીને થઈ? ઇન્સાફની રૂએ કસાઇ જે હિંસક હતો તે સાધુજીના ઉપદેશથી દયાવાન થઇ અહિંસાને રસ્તે ચઢયો તેનીજ ધર્મદલાલી તો સાધુજી થઈ ગણાય, એટલે કસાઇ સંસાગસમુદ્ર તર્યો એનુ નામ ધર્મ છે બકરા રહ્યા એ તો પેટાની વસ્તુ કહેવાય અને બકરા રહ્યા એ કાઇ ધર્મ કહેવાય નહિ જો બકરા રહ્યા તેમા ધર્મ માનવામા આવે તો તેજ કસાઇ સાધુજીમહારાજને પૂછે કે સાધુજી મહારાજ આપના ઊપદેશથી બકરા મારવાના પચ્ચખ્ખાણુ મે લીધા, પણ હવે બકરાનું શું કરૂ? આપ ફર માવો તો લીલુ ઘાસ ઠંડુ પાણી વગેરે આ બકરાને આપુ, અથવા આપ ફરમાવો તો સુકુ ઘાસ ચરાઊં અને ગરમ કરેલુ પાણી પાઊં શું સાધુજી બકરાને લીલુ અથવા સુકુ ઘાસ ખવરાવવાની અને ઠંડુ અગર ગરમ કરેલુ પાણી પીવ રાવવાની આજ્ઞા આપી શકે કે? જો સાધુજી આમાની એક પણ આજ્ઞા આપે નહિ તો બકરો રહ્યાનો ધર્મ તો લોકોને માત્ર બતાવવા એટલે ભમાવવા પુરતોજ થયો કેની? બકરાને કુશળ રાખવા સારૂ અથવા તો તેનું દીર્ઘ આયુષ્ય ઇચ્છવા સારૂ ઘાસ પાણી આપવાનું પૂછવા છતા સાધુજી આજ્ઞા આપતા નથી, સબબ કે ભગવાનની આજ્ઞા નથી

કોઇ એક ગામમા એક સાધુ મુનીરાજ વીહાર કરતા કરતા ગયા ત્યા એક શેઠીયાની દુકાન ખાલી જોઇ દુકાનના ઓટલે તેની આજ્ઞા લઇ ઊતર્યા તેજ દીવસે જોગ એવો બન્યો કે પરદેશથી તે શેઠીયા ઊપર આવેલી હુંડી સીકરાઇ તેના દશ હજાર રૂપિઆ શેઠીયાની દુકાને રોકડા

આવેલા શેઠીયાને તે વખતે રૂપિઆની ખાસ જરૂર હતી, કારણ તેના છોકરા, છોકરી બેઊના લગ્ન નજીક હતા તેમા ખરચવા જોઇતા હતા એટલે આવેલા રોકડા રૂપીઆ દુકા નમા રહેલી ત્રીજોરીમા મુકી સાજ થઇ જવાથો ઘેર સુવા ગયો હતો સાધુજી મહારાજ બહાર ઓટલા ઊપરજ સુતા હતા મધરાતે ચોરો ચોરી કરવા સારૂ આવ્યા અને શેઠીયાની દુકાનનું તાળુ તોડયું ત્યારે ખડખડાટ થવાથી સાધુજી મહા રાજ જેઓ દુકાનના ઓટલા ઉપર સુના હતા તે જાગ્યા અને પૂછયું કે ભાઇ તમો કોણ છો ? ચોર બોલ્યા કે મહારાજ તમારે શુ કામ છે આપ તો સાધુ છો આપને ચોરને ચોર અને કુશિળિયાને કુશિળિયો કહેવાનું કલ્પે નહિ એમ અમે જૈન સાધુનો આચાર સાભળેલ છે ત્યારે સાધુજીએ કહ્યુ કે ચોરને ચોર કહેવો કલ્પે નહિ પણ ચોરને તરવા સારૂ તો કહેવુ કલ્પે છે, માટે હું તમોને કહું છુ કે-ચોરી કરવી તે પારકાના જીવને પ્રાણકો પાડવા સમાન છે ચોરી કરવાથી કોઈ ધનવાન થયો નથી ધણીને હાથે પકડાવાથી ઘણો માર ખાવો પડે છે અને મરીને નરકે જવુ પડે છે, માટે તમોને કહું છુ કે આ ચોરીના પાપથી બચો સાધુજીના આ ઉપદેશથી ચોરોએ ચોરી કરવાના પચ્ચખ્ખાણ કીધા. પછી પ્રભાતે શેઠીયો દુકાને આવ્યો ત્યારે દુકાનનું તાળુ તુટેલુ જોયુ દુકાન આગળ બેઠેલા લોકોનો વેષ જોગ્ર શેઠીયો પૂછવા લાગ્યો કે તમો કોણ છો? ચોર બોલ્યા કે શેઠ, આટલા દિવસ સુધી તો ચોર હતા પણ આજથી અમે સાહુકાર છીએ ભલુ થાઓ આ સાધુજી મહારાજનું કે જેને લઇ અમે તો આ ચોરીના પાપથી આજથી બચ્યા અને આપનું ત્રીજોરીમા

મૂકેલુ ધન અનામત રહ્યુ આ સાભળી શેઠ તો બહુ ખુશી
થયો અને સાધુજીને પગે લાગી કહેવા લાગ્યો કે-સાહેબ!
આપે મ્હારા ઉપર બહુજ ઉપકાર કર્યો કે માહરા દસ
હજાર રૂપિઆ બચી ગયા જો આ વખતે ચોરી થઇ જતે
તો માહરે ફાંસકો ખાઇ મરવુ પડતે હવે તો આપની
કૃપાથી છોકરા છોકરીના લગ્ન આ રૂપિઆથી મજામા થાશે

આ દાખલા ઉપરથી સમજી શકાશે કે સાધુજીને ધર્મ
દલાલી તો ચોરો ચોરીના પાપથી અટક્યા તેની થઇ, શેઠી-
યાનું ધન બચ્યું તેની નહિ ચોરોએ ચોરી નહિ કરવાના
પચ્ચખ્ખાણ કીધા અને તરવાને રસ્તે ચઢયા તેની ધર્મદલાલી
સાધુજીને થઈ ધન તો પેટામા બચ્યું અને એ ધન બચ્યું
તેમા કાઇ ધર્મ થયો કહેવાયજ નહિ

વળી કદાચ કોઇ એમ પણ કહી દે કે શેઠીયાનું ધન
રહ્યુ એ પણ ધર્મ અને બકરા રહ્યા એ પણ ધર્મ, કારણ
કે-એઊને સાતા ઉપજી તો તેનો મત અથવા વિચાર વાસ્ત
વિક કહેવાય નહિ તે નીચેના દાખલા ઉપરથી સમજવુ
સહેલ થઇ પડશે

એક પરસ્ત્રી ગમન કરનારો કુશિષ્યો હતો એને એકદા
પ્રસ્તાવે સદ્ગુરૂનો સમાગમ થયો ત્યારે તેને સદ્ગુરૂએ ઉપ
દેશ આપ્યો કે ભાઇ, પરસ્ત્રી ગમનનું પાપ છાપરાપરની અગ્નિ
જેવું છે. જેમ ઉપરથી દેવતા પડે તો આખા ઘરનો નાશ
થાય તેમ વ્યભિચાર કરવાથી બધા ગુણનો નાશ થાય
અને આ ભવ અને પરભવ બેઉમા દુ ખ ખમવુ પડે,
માટે પરસ્ત્રીગમનના પાપથી નિ વર્ત, આ ઉપદેશ કહેતાની
સાથે પરસ્ત્રીગમન કરનાર સમજી ગયો અને પરસ્ત્રી ગમનના

પચ્ચખ્ખાણુ કીધા. હવે પાછળથી પરસ્ત્રી અજ્કુર કુશિષ્યાની વાટ જૂએ છે અને અમુક વખતે આવવાનું નક્કી કહી ગયલો તે લાબા વખત સુધી આવ્યો નહિ તેનું કા ણ શું? આમ વીચાર કરતા કરતા પેલી સ્ત્રી તપાસ કરવા માટે નીકલી તપાસ કરતા, કરતા પેલો માણસ કે જે કુશિષ્યો હતો તેને સાધુજી મહારાજ પાસે બેઠેલો જોતા આ સ્ત્રી બોલી કે અહીઆ શું કરોછો? એનો સાધુ મુડાવી સાધુ થયા છે જો એની સગત વધારે કરશો તો તે તમોને પણ મુડી પાડશે, માટે ચાલો આપણે ઘેર, હું કયારની આપની રાહ જોઉ છુ, આ સાભળી શેઠીયો બો યો કે બેન મે તો સાધુજી પાને પરસ્ત્રી ગમનના પચ્ચખ્ખાણ કીધા છે, આજથી તું માહરે ધર્મની બહેન છે અને હું તારો ધર્મનો ભાઇછું શેઠીયાના આવા વચન સાભલી પેલી પરસ્ત્રી ક્રોધના આવેશમા આવી અને લાલ પીળી થઈ બોલી, કુવામા નાખો તમારા પચ્ચખ્ખાણને, હું તો તમારી આશા ઉપર બેઠી હતી અને તમે તો આ વાતના પચ્ચખ્ખાણ લીધા છે, ચાલોછો કે નહિ માહરે ઘેર! નહીંતર જુઓ આ પાનેજ રહયો કુવો, તેની અદર જઇ હું પડુ છું અને તેથી સ્ત્રીહત્યાનું પાપ આપને માથે ચઢશે, ત્યારે શેઠીયાએ જવાબ આપ્યો કે- બહેન! સ્ત્રીહત્યાનું પાપ માહરે માથે શી રીતે ચઢશે? મે કાંઇ કુવામા પડવાનુ તને કહ્યુજ નથી હુ તને કહુંછુ કે જેમ મે પરસ્ત્રીગમન કરવાના પચ્ચખ્ખાણુ કીધા તેમ તુ પણ પરપુરૂષ ગમન કરવાના પચ્ચખ્ખાણ કર તો તારો આત્મા પણ તરશે સાધુ મુનિરાજે પણ આ સ્ત્રીને એજ ઉપદેશ આપ્યો છતા તે સ્ત્રીએ કોઇનું સાભળ્યું નહિ અને એકદમ ક્રોધ કરી

કુવાની અ દર પડીને મરી ગઇ હવે આ સ્ત્રી મરી ગઇ તેનું પાપ કોને થયુ? સાધુને કે શેઠીયાને કે સ્ત્રીએ પોતે આત્મહત્યા કીધી તેનેજ? યો કોઈ કહે કે સાધુજી અને શેઠીયાને શેનુ પાપ લાગ્યુ, એ પાપ તો સ્ત્રીને પોતાનેજ લાગ્યું આ દલીલ અને દાખલા ઉપરથી જીજ્ઞાસુ માણસે વિચાર કરવાનો કે ત્રણે દાખલા સરખા છે કસાઈ ને ઉપદેશ આપવાથી કસાઇ તર્યો, અને બકરો જીવતો રહ્યો ચોરને ઉપદેશ આપવાથી ચોર તર્યો અને શેઠીયાનું ધન રહ્યુ, અને કુશિળિયાને ઉપદેશ આપવાથી કુશિળ્યો તર્યો અને પર સ્ત્રી કુવામા પડી મરી ગઇ આમા કસાઈ, ચોર અને કુશિળ્યો એ ત્રણે જણાએ પોત પોતાના આત્માને પાપ કરતા અટકાવ્યો તેનો તે દરેકને પહેલા કરણે ધર્મ થયો અને ઉપદેશ આપી પચ્ચખ્ખાણ કરાવનાર સાધુજીને બીજે કરણે ધર્મદલાલી થઇ, એ વાતમા કોઇને બે મત હોઇ શકેજ નહી, કારણ કે પ્રભુજીનો ધર્મ તરવા–તારવામા છે

દયાનુ ખરૂ સ્વરૂપ સમજ્યા વગર કેટલાએક ઓછી સમજણને લીધે આમા એવી તો તર્ક કરે છે કે બકરો બચ્યો એ પણ ધર્મ અને શેઠીયાનુ ધન રહ્યુ એ પણ ધર્મ આમ બેઉમા કેટલાએક બાળજીવો ધર્મ માને છે ઉપલી બન્ને બાબતમા ધર્મ થયો એવી જેની માન્યતા અને તર્ક હોય તેને પૂછવુ જોઇએ કે કસાઇને ઉપદેશ આપવાથી તો બકરો બચ્યો, ચોરને ઉપદેશ આપવાથી તો શેઠીયાનુ ધન બચ્યુ અને કુશિળ્યાને ઉપદેશ આપવાથી દુરાચ-ણુવાલી પરસ્ત્રી કુવામા પડી ને મરી ગઇ જો બકરો અને ધન બચ્યા તેની ધર્મદલાલી સાધુજીને થઈ તો પેલી

પર પુરૂષ ગમન કરનાર સ્રી કુવામા પડીને મરી ગઇ તેના હિંસાના પાપની દલાલી પણ સાધુજીને જ થઇ ગણવી પડશે અને પરસ્રી કુવામા પડી મરી ગઇ તેનુ પાપ જો સાધુજીને લાગે નહી તો બકરા અને મન બે ઉપલા દાખલામા બન્યા તેમા ધર્મ થયો શી રીતે? ત્રણે દાખલા સરખા છે તે ઉત્તમ જીવ જ ન્યાય મેળવી જોઇ શકશે અને ન્યાય સપાદન કરવાથી તુરત જણાઈ આવશે કે જીવવું, મરવુ એ કાંઈ વીતરાગનો ધમ નથી સમાગ સાસુદ્રથી તરવા ઇચ્છે એજ વીતરાગનો ધર્મ છે.

આ બાબત ઉપર લખેલા ત્રણે દાખલા ધ્યાનમા લેવાથી સ્પષ્ટ સમજાય છે છતા કેટલાએક કહે છે કે–તરવા સીવાય જીવ, જીવવા, જીવાડવામા દયા નથી તો મેઘરથ રાજાએ પારેવા ( કબુતર ) ની દયા કરી તેથી શાતીનાથ નામના સોળમા તીર્થંકર ભગવાન કેમ થયા? અને પાર્શ્વનાથ ભગવાને નાગ નાગણીની દયા કેમ કરી? તેનો ઉત્તર એ છે કે–મેઘરથ રાજાએ પારેવુ બચાવ્યું અને પાર્શ્વનાથ ભાગવાને નાગ નાગણી બચાવ્યા એ બેઉ દાખલા કોઇ પણ સુત્રમા નથી. શકા દૂર કરવા માટે આ બેઊ દાખલા આપનારનેજ પૂછી ખાત્રી કરવી કે આ બેઊ દાખલા કયા સૂત્રના મૂળ પાઠમા છે બસ, આટલાથીજ ખાત્રી થશે કે શાસ્ત્રના મૂળ પાઠોના નામ દઇને પોતાની શ્રદ્ધા સ્થાપવા સારૂ કેટલા જુઠાણુા ચલાવવામા આવે છે કેટલાએક એમ કહે છે કે આ બેઊ દાખલા શાસ્ત્રમા તો બતાવેલા નથી પણ ચુર્ણી ટીકા વગેરે ગ્રથોમા કહેલા છે વાચકજને વિચાર કરવાની જરૂર છે કે–શાસ્ત્રમા આ બેઊ દાખલાનું નામ

માત્ર પણ નથી તો પછી કદાચ કોઇ ગ્રથકારે પોતાની મતિકલ્પનાથી લખી પણ દીધુ હોય તો તે શુ પ્રમાણ ભૂત મનાય ખરૂં કે ? નહિજ મનાય ગ્રામો નાસ્તિ કુતો સીમ ગામ હોય તો તેની સીમ કહેવાય અને પ્રમાણ પણ અપાય કે આ અમુક ગામની સીમ છે તેમ મૂળ સૂત્રપાઠમાજ આ બેઉ દાખલા નથી તો પછી એ ટીકાઓ કયા પાઠની કરી કહેવાય. મૂળ સૂત્રપાઠમા એ સબધી વાત પણ હોયતો તો એમ કહેવાય કે અમુક સૂત્રના મૂળ પાઠની અમૂક ટીકા છે અને તે ટીકા પ્રમાણભૂત પણ ગણાય, પણ ઉપર બતાવેલા બેઉ દાખલા કોઈ સૂત્રના મૂળ પાઠમા છેજ નહિ ડાહ્યા હો તા નિર્ણય બુદ્ધિથી વિચારી લે જો આ રીતે નિર્ણયબુદ્ધિથી વિચાર કર્યા પછી એમ જણાઇ આવશે કે આવા દાખલા ગોઠવવાવાળાઓએ કેટલી હદ બહારની અતિશયોક્તિ લગાડી છે અને તે માટે વધુ ખુલાસો નીચે લખીએ છીએ

કેટલાએક કહે છે કે મેઘરથ રાજા પોષામા બેઠા હતા તે વખતે ઇંદ્ર મહારાજે તેના ખૂબ વખાણ કર્યા તે પ્રશસા સાભળી ભાસુર નામે દેવતાએ રાજાને પોષામાથી ચળાવવા બે રૂપ બનાવ્યા એક તો પારેવાનુ અને બીજુ સીચાણુ (બાજપક્ષી)નુ જે પારેવુ હતુ તે તો મેઘરથ રાજાનું શરણુ લઇ તેમના ખોળામા જઇને બેઠુ, એટલામા પાછળથી 'સીચાણો'(પક્ષી) આવ્યો અને કહ્યુ કે રાજાજી મને મારો ભક્ષ આપો ત્યારે રાજા બોલ્યો કે એ તો મ્હારે શરણે આવ્યો છે તેને નહિ.અપાય એના બદલામા બીજાનું માંસ તને મગાવીને આપુ એમ સાભળી સીચાણો

ઓ યો મહારાજ! બીજાનું માસ તો મને નહિ ખપે કા તો આપનું માસ ખપે અને કા તો, પારેવાનું માસ ખપે તે વખતે રાજા પોતાનું માસ કાતરથી કાપીને ત્રાજવામા નોખી પારેવાના વજન જેટલું તોલીને આપવા માડયો. ત્રાજવાનો કાંટો બરાબર થાય નહિ ત્યારે રાજા પોતે ત્રાજવામા બેસી ગયો એવી રીતે મેઘરથ રાજાએ પારેવાને બચાવ્યું તથી તીર્થંકરગોત્ર બાધ્યું. શાખ-જૈન સજ્ઝાયમાલા ભાગ ૧લો પાનું ૧૩૪(અને આ સજ્ઝાયમાલા ભાગ ૧ લામા અપાયલા મેઘરથ રાજાના દાખલાની નોધ લેવાની મતલબ એ છે કે વાચકજણ જો સમજુ હોય તો તેનો વિચાર કરવાથી તરત ખ્યાલ આવી જાય કે આ દાખલો શાસ્ત્ર વિરૂદ્ધ છે એટલુ જ નહિ, પરતુ યુક્તિથી પણ વેગળો છે કેમકે આ દાખલામા કહ્યુ છે કે-રાજા પોષામા બેઠેલો તે વખતે સીંચાણા પક્ષીએ માગણી કરવાથી તે પક્ષીને બહારથી માસ મગાવી આપવાનું કહ્યુ પ્રથમ તો આ ઠેકાણે લખનાર સત્યથી દૂર રહેલો હોય એમ લાગે છે, કારણ કે શ્રાવકને તો પહેલા વ્રતમા જ ઉપયોગ સહીત ત્રસ જીવ હણવાના પચ્ચખ્ખાણ હોય છે તેથા માસ ખાવા, ખવરાવવાનો નિષેધ તો પ્રથમ વ્રત અગીકાર કરતી વખતે જ થઇ જાય છે રાજાએ તા પોષો લીધેલો હતો અને પોષામા રાજા સીંચાણા પક્ષીને માસ મગાવી આપવાનું શી રીતે કહી શકે વળી દાખલામા બીજો વાધો આગળ ચાલતા લખે છે કે રાજા કાતરથી પોતાનું માસ કાપી આપવા લાગ્યો. આ પણ વિચારવાથી અઘટિત લાગશે કારણ કે-પોષામા રાજા પાસે કાતર આવી કયાથી ? પોષો

કરતી વખતે પાછળથી કોઈ પણ વસ્તુ મગાવીને લેવાના પચ્ચખ્ખાણ કરવામા આવે છે એટલે કાતરની વાત પણ સૂત્રથી વિરૂદ્ધ ગણાય વધુ વિચારના આ દાખલામા ત્રીજો વાંધો એ આવે છે કે રાજા પારેવાને બચાવવા સારૂ પોતે ત્રાજવામા બેસી ગયો અહીંઆ પણ ન્યાયવાદીને આ દાખલો ન્યાયથી વેગળો લાગ્યા વગર રહેતો નથી, કારણ પોષામા ત્રાજવુ આવ્યું કયાથી? પહેલા તો એ જ એક સવાલ ઊભો થાય છે પછી બીજી અઘટિત વાત એ લાગે છે કે રાજા જ્યારે ત્રાજવામા બેસી ગયો ત્યારે ત્રાજવુ ઊપાડયું કોણે હશે! ત્રાજવાને ઊપાડવાવાળો રાજા જે હતો તે તો ત્રાજવામા બેસી ગયો ઇત્યાદિક બાબતનો ધ્યાન પૂર્વક વિચાર કરવાથી જીજ્ઞાસુ માણસને જણાઇ આવે કે આ દાખલો શાસ્ત્રથી વિરૂદ્ધ છે અને ન્યાયથી વેગળો જ છે

વાચક, આવા આવા દાખલા કેટલાએક માણસો પોતાની શ્રદ્ધા સ્થાપવા સ્થપાવવા સારૂ આપે છે અમે અહીંઆ મેઘરથ રાજાનો એક દાખલો તો નમુના રૂપ ધ્યાનમા રાખવા સારૂ લખીએ છીએ આવા આવા દાખલાઓનું જો ખડન, મડન લખવામા આવે તો મહાભારત જેટલો મોટો ગ્રથ થઇ જાય અને વાચવાવાળા વાચકને પણ કટાળો આવે તેથી આ ઉપર જણાવેલ મેઘરથ રાજાના દાખલાનો નમુનો અક્કલબધ માણસને માટે તો પુરતો છે બીજા દાખલા નહી લખતા આ એક જ મેઘરથ રાજાના દાખલાની અતિશયોક્તિ લખી છે અને ભલામણ કરીએ છીએ કે આવા પ્રકારના શાસ્ત્રથી વિરૂદ્ધ અને ન્યાયથી વેગળા બીજા પણ દાખલા સાભળવામા આવે તો

એકાએક ચકાવામા પડવું નહિ એટલે છેતરાવું નહિ, પણ તેના ઉપર વિચાર કરવો કે–આ દાખલો શાસ્ત્રનો છે કે કોઈ ગ્રથકારનો છે! જો તે શાસ્ત્રનો હોય, તો તે નિ સંદેહ પ્રમાણ જ છે તેમ છતા કોઇ ગ્રથકારનો હોય અને તે શાસ્ત્રથી મળતો આવતો હોય તો તે માનવામા સમજુ માણસને કાઇ હરકત નથી પણ ન્યાસથી વિરૂદ્ધ અને ન્યાયથી વેગળા જે દાખલા ગ્રથકારના હોય તે ખરા તરીકે કેમ મનાય? માટે મેઘરથ રાજા જેવા અપ્રમાણિક દાખલા આપીને કોઈ વ્યક્તિ જીવવા, જીવાડવામા દયા ધર્મ સ્થાપે તો તે ભૂલ ભરેલુ છે વીતરાગનો ધર્મ તો દુર્ગતી જીવોને ધારી રાખવા રૂપ તરવા, તારવામા છે ડાહ્યા હો તો વિચારી જોજો

હવે જીવવુ, મરવુ અને તરવુ એ ત્રણ વિષયની સમજણ નીચે મુજબ —

કરણ ત્રણ છે તેના નામ (૧) કરવુ, (૨) કરાવવુ અને (૩) અનુમોદવુ

અત્રે મરણ વિષયની સમજણ પ્રથમ આપું છુ તે વિચારો

કોઇ માણસ મરવુ કયારે ઇચ્છે છે કે જ્યારે તેને કોઇ પણ જાતનું દુ ખ આવી પડયું હોય ત્યારે, કે હું મરી જાઉ તો મારા દુ ખથી છુટો થઇ જાઊ, પણ એમ વિચાર કરવાથી તેને પહેલે કરણે દ્વેષ ભાવનું પાપ બધાય

એક માણસનો બીજો એક માણસ દુશ્મન હતો.

દુશ્મન આ ભવ અને પર ભવ બન્નેનો હોય, (કારણ કે એક જ ભવનો દુશ્મન હોય એવુ કાઈ નથી ) જેમકે ગજ સુકુમાલનો જીવ પૂર્વે શોકનો જીવ હતો અને સોમલ બ્રાહ્મણનો જીવ બીજી સોકનો દીકરો હતો સોકના દીકરા (સોમલ)ને માથામા ફોલ્લા થયેલા ત્યારે ગજ સુકુમાલના જીવે સોમલના માથા ઊપર ગરમા ગરમ બળબળતો રોટલો બનાવી મૂકી દીધો આ બળબળતો રોટલો સોમલ કે જે સોકનો દીકરો હતો તેના માથા ઊપર મૂકવાથી ખીચડી જેમ સીઝાય તેમ તેનું માથુ સીઝાયું અને તે મરી ગયો તે વખતનો વેર બદલો બધાયલો, વચમા નવાણુ લાખ ભવ નીકલી ગયા છતા પણ કર્મ બધાયેલા છૂટે નહિ ગજ સુકુમાલ મુનિ જેઓ સમશાન ભુમી આગળ કાઉસગ્ગ ધ્યાન ધરી ઊભા હતા તેને જોઇ સોમલને તુરત દ્વેષ જાગ્યો અને સમશાન આગળના ખેરના અગાર લઇ સોમલે ગજ સુકુમાલ મુનિના માથા ઊપર નદીના કાદવની પાળ બાધી મૂક્યા પુત્રનો વેર બદલો વાળ્યો આ દાખલો અત્રે આપવાની મતલબ એ છે કે–દુશ્મનાઇ પરસ્પર અનાદિકાળથી ચાલી આવે છે

આ ભવનો અથવા પરભવનો દુશ્મન હોય તેને કોઇ બીજા માણસ પાસે કોઈ મરાવે તો મરાવનારને બીજા કરણે દ્વેષભાવનું પાપ બધાય અને દુશ્મનનું મરણ સાભળી કોઇ માણસ ખુશી થાય કે વાહ ! સારૂ થયું ! પાપ ગયું ! ( વેરી મરી ગયો તેથી ) આમ કહેવાથી ત્રીજે કરણે દ્વેષભાવનું પાપ બધાય

હવે સમજો એ બાળમરણ ( બાળ મરણ એટલે અવિરતિપણામા મરણ પામવું તે વગેરે અથવા તો લીધેલા વ્રતોના દોષનું પ્રાયશ્ચિત ( આઝવણ ) લીધા વગર મરણ પામવું તે વગેરે ) મરવુ અને મારવું તેથી દ્વેષ ભાવનું પાપ લાગે અને જીવવાની ઇચ્છા કરવાથી રાગ ભાવનું પાપ લાગે છે, કારણ મરવાથી ઊલટુ જીવવુ છે અને દ્વેષથી ઉલટો રાગ છે જીવને અસયમ જીવીતવ્ય એટલે સયમ વગરનું જીવુ તે ભાવના ક્યારે થાય છે કે પોતાના સુખ આગળ પુદ્ગલીક સુખના લીલવીલાસ હોય ત્યારે તે પુદ્ગલીક સુખના રાગી થઈ માણસો અસયમ જીવીતવ્ય જીવવાની વધારે આશા રાખે છે કે-જો હું ચાલીસ પચાસ વરસ વધારે જીવતો રહુ તો વધાર મોજમજાહ મારવાની મને મળે આવું પોતાનું અસયમ જીવીતવ્ય ઇચ્છવુ તે પહેલે કરણે રાગ છે બીજો કોઇ જીવ આ ભવનો સજ્જન અથવા પરભવનો સજ્જન તેને અસયમ જીવીતવ્ય જીવાડવાને ઇચ્છો એ બીજે કરણે રાગ છે અને કોઇ અસયમ જીવીતવ્ય જીવે છે તેની અનુમોદના કરે કે વાહ સારૂ થયું એ ત્રીજે કારણે રાગ ભાવ છે

હવે વિચારશો તો ખુલ્લી રીતે સમજાશે કે પોતાનું તેમજ બીજાનું અસયમ જીવીતવ્ય જીવવુ અને બાળમરણ મરવું એ બન્ને રાગ દ્વેષને લીધે થાય છે, માટે આમા ધર્મ ન કહેવાય વીતરાગનો ધર્મ તો રાગ દ્વેષ રહિત સસાર સમુદ્રથી તરવુ અને તારવુ એજ છે અને જો અસયમ જીવીત ય જીવવુ ઇચ્છવામા ધર્મ હોય તો દરેક જીવ એક બીજાનું જીવવુ જીવાડવુ અનતિવાર ઇચ્છયું છે, છતા કલ્યાણ ન થયું, કારણ કે સસારીક ફરજ બજાવી છે સસારીક

ફરજ સંસાર માર્ગ છે પણ તેને મોક્ષનો માર્ગ સમજવો નહિ ગ્રહસ્થાશ્રમમાં રહેલા જીવોને સંસારી તરીકે અનેક ફરજ બજાવવી પડે તેમાં સાધુજી મહારાજ કોઇને આડા આવે નહિ અને એમ પણ કહે નહિ કે તમો તમારી સંસારી ફરજ મુકી દો! ફક્ત સાધુજીનો ઉપદેશ તો એ હોય છે કે તમો સંસાર માર્ગને સંસાર માર્ગ અને તરવા તારવા રૂપ મોક્ષ માર્ગને મોક્ષમાર્ગ સમજો કે જેથી તમોને મિથ્યાત્વનું પાપ લાગે નહિ સંસાર માર્ગને મોક્ષ-માર્ગ જે સમજે તેને ભગવાને મિથ્યાત્વથી કહ્યા છે

વળી કેટલાએક માણસો દયાનું ખરૂ સ્વરૂપ યાને ભગવાને બતાવેલા અને પ્રરૂપેલા અર્થ સમજ્યા વગર ભોલા અને અણસમજુ લોકોને ખોટી રીતે ભડકાવી કહે છે કે ઉંદરને બીલાડી મારતી હોય ત્યારે કોઇ ગૃહસ્થ વચ્ચે પડી છોડા-વવા જાય તે બાબતમાં તેરાપથી સાધુ ઉપદેશ આપે છે કે ઉંદરને છોડાવવો નહિ આવી દ્વેશ રૂપ વાતો કરી બાળ જીવો કર્મ ફોકટમાં બાંધે છે આવા ના પાયાદાર ખોટા અને જૂઠ્ઠા ગપાટા ઊડાડનારની મતલબ એ હોય છે કે લોકો તેરાપથી સાધુ પાસે જો જશે તો તેમના આચાર વિચાર સાંભળી લોકો તેરાપથી બની જશે એટલે આવી ધૃણાજનક વાતો કરવાથી લોકો તેરાપથી સાધુ પાસે જતા અટકે આવા કારણ અને મતલબથી દ્વેષ બુદ્ધિવાળા માણસો આડુ અવળુ બોલે છે પણ એમ નથી સમજતા કે આજ-કાલની પ્રજા સ્વતંત્ર ભેજાની છે અને કોઇના અટકાવેલા અટકે તેમ નથી ઊલટુ કોઇ કોઇને અટકાવે તો સામા માણસની ઇચ્છા વધારે થાય, કારણ ભણેલા ગણેલા અને

વિચારવંત બુદ્ધિશાળી માણુસો એકતરફી મત ચાને ડીકી આપી દેતા નથી, તેવા માણુસો તો ૩બ૩ તેરાપથી સાધુ મહારાજને પૂછીને ખુલાસો કરે અને પૂછવાથી શુદ્ધ સાધુજી જવાબ આપે ઉંદરને બિલાડી માંગ્તી હોય ત્યારે કોઇ ગૃહસ્થ છોડાવવા જાય તે વખતે સાધુજી એમ કહે કે છોડાવશો નહિ તે વાતજ ખોટી છે જો તે વખતે કોઇ તેરા પથી સાધુ છોડાવનારને એમ કહે કે છોડાવશો નહિ તો તે સાધુજ ન કહેવાય પણ કસાઇ કહેવાય સાધુજીને આવુ બોલવુ કલ્પે નહિ દ્વેષ બુદ્ધિવાળા માણસો, દ્વેષને વશ થઈ લોના લોકોને ભડકાવે તેમા સાધુજીનો શું દોષ હોય ? વળી વિચારો કે એમા સાધુજીનું શું જાય કે ના પાડે ' સાધુજી તો પોતાના વ્રતને આધારે પોતાના ગાટે ફરમાવે કે, અમને આ ખટપટમા પડવુ કલ્પે નહિ, સાધુજીએ તો તરવા તારવારૂપ મોક્ષનો માર્ગ લીધેલ છે અને તેઓને કોઇ શાન્તિમય ઉપદેશથી સમજી તરવાને રસ્તે ચઢે તેવો અવસર દેખાતો હોય તો સસાર સમુદ્ર તરવા સારૂ સાધુજી ઉપદેશ કરી શકે, પણ કોઇ જીવને ભય ઉપજાવી સાધુજી મહારાજ જોર જુલમ ન કરે, કારણ કે સાધુજીએ પાચ મહાવ્રત અગીકાર કીધા તે દિવસથી કોઇ જીવને ભય ઉપર્જાવવાના તેમણે પચ્ચખ્ખાણ કીધા છે એટલે અભયદાની થયા અને આવી રીતે અભયદાનીનો દાવો ધરાવ્યા પછી બિલાડી ઉપર દડુંકો લઇ ઉઠે તો તે વ્યાજબી ગણાય કે ? વળી બિલાડી કાઇ ઉપદેશ માનતી નથી કે બિલાડી બેન ઉંદર ખાશો તો પાપ લાગશે. બિલાડી તો દડુંકો, લાકડી અથવા પથ્થર મારવાથી ઉંદરને મૂકે તો મૂકે, સીધી રીતે સમજે તેથી તે

હોતી નથી મ સારમા બિલાડી વાઘની માસી ( તરીકે ) જેવી ગણાય છે એનો ઉપદેશ તો એક બીજાજ પ્રકારનો છે કાચા પોચા માણસને તો આખના ધુરકાવાથી તે ડગવી મારે છે તેમા વળી ઉદરના શિકાર પર ચઢે છે ત્યારે તો વધારે ભયકર રૂપ ધારણ કરે છે એટલુ જ નહિ પણ જેવા તેવા માણસને દાદ પણ દેતી નથી અને તેવા સજો ગોમા દ ડુકા અને પથ્થરનો જ ઉપયોગ કરવો પડે અને તેમ કરવાથી રાગ દ્વેષ ઉભો થાય કે જે સાધુજીને કરવુ કલ્પે નહિ દ્વેષભાવ વગર કોઈની ઉપર લાકડી ન ઉપડે બિલાડી ઉપર લાકડી ઉપાડી એમ કહેવામા આવે કે હે નાલાયક બિલાડી ! બિચારા ભોલાભલા ઉંદરને ખાય છે ? આમ કહેવાથી અથવા બોલવાથી બિલાડી ઉપર દ્વેષ તો પહેલા થાય છે, આ તો દીવા જેવા વાત છે અને બિલાડી ઉપર કોને લીધે દ્વેશ કરવો પડયો એ વિચાર કરવાથી જણાઇ આવે છે કે ઉદરને લીધે કરવો પડયો ત્યારે ઉદર ઉપર રાગ થયો અને બિલાડી ઉપર દ્વેષ થયો વળી સાધુજીને આવા રાગદ્વેષવાળા કાર્યમા પડવુ કલ્પે નહિ, અને તેથીજ સાધુજી ઉદર બિલાડીની બાબતમા આવા સજોગોમા ન પડે

આટલી ખુલ્લી અને સ્પષ્ટ હકીકત હોવા છતા કેટલા એક કહેવાતા સાધુ ભોળી જનતાને આકર્ષણ કરવા સારૂ અને લોકોમા પોતે સારા કહેવડાવવા સારૂ એમ કહે છે કે અમે તો દયાળુ છીએ લાકડી, દ ડુકો અથવા પથ્થર જે તે વખતે પાસે હોય તેનો ઉપયોગ કરી બિલાડીને હાકી કાઢીએ અને ઉંદરને બચાવી લઇએ પણ તેરાપથી સાધુ તો નિર્દય

હોય છે અને તેઓ આવા અવસરમા કાઈ પણ ન કરે એમ કહી ભોલા લોકોને ભરમાવે છે સામાન્ય રીતે કોઇના કહેવા અથવા બડબડવાથી કોઈ માણસ અથવા સાધુ નિર્દય કે દયાવાન થતા નથી છતા પણ થોડા વખતને માટે એમ માનો કે કોઇ બિલાડી ઉપર દડુકો લઇને ઊઠયો અને ઉદરને બચાવ્યો એટલે દયાવાન થયો હવે આમ માનવુ સદતર ખોટુ અને ભૂલભરેલુ છે કે કેમ તે નીચેના સાત દાખલા ઉપરથી વિચારી લેશો ખાત્રી થશે કે આ માન્યતા સદતર ખોટીજ છે તેમજ ભગવાને બતાવેલા દયા-ધર્મ માર્ગ ને બધબેસતીજ નથી

## દૃષ્ટાન્ત પહેલુ

૧ જેમ ઊદર ઉપર બિલાડી ત્રાપ મારે છે તેમ વૈશાખ જેઠ મહિનામા તરસે મરતી ભેશ ખાબોચીઆમા પાણી પીવા જાય છે અને તે ખાબોચીઆમા ગરમીના દિવનાને લીધે પાણી થોડુ હોવાથી દેડકા, માછલા વગેરે લાખો ક્રોડો જીવો ખદબદી રહેલ છે અને તે રસ્તે થઇને સાધુજી ઠલે માતરે ( કુદરતી હાજત કરવા ) જાય છે ત્યાર ભેશને ખાબોચીઆ આગળ આવતી જોઇ ભેશના જાતી સ્વભાવ મુજબ સાધુજી જાણે છે કે ભેશ ખાબોચી આની અદર જતાની સાથે ઘણા જીવોનો ઘાણ કાઢી નાખશે તે વખતે સાધુજી શુ કરે ? જો ઉદરને બચાવવા સારૂ બિલાડીને દડુકો મારી નસાડવામા આવે તે વાજબી છે અને તેમાજ દયા ધર્મ માનવામા આવે તો તેવી શ્રદ્ધા માનવાવાળાઓએ દેડકા અને માછલાને બચાવવા સારૂ ભેશને પણ લાકડી મારી નસાડવી પડશે ત્યારે શુ દડુકો

લઇ લેશને નસાડવા સાધુજી ઉઠશે અથવા કોઇને કહેશે ખરા કે ? ડાહ્યા અને સમજુ માણુસે આ બાબતમા ખરૂ શોધવા માટે વિચાર કરી લેવો

## દૃષ્ટાંત બીજુ.

૨ કોઈ દુકાનદારને ત્યા અનાજની અદર લાખો, ક્રોડો જીવાત પડી છે તે દુકાનદાર જીવાત કાઢવા સારૂ અનાજના ઢગલા તડકામા કરી ઘરાકને પતાવવા સારૂ દુકાનમા પાછો ગયો એટલામા એક બકરી ઢગલાનુ અનાજ ખાવાને આવ્યો બરાબર તે વખતે સાધુજી રસ્તેથી જતા હતા તેણે બકરાને જોયો ઊદર બચાવવા સારૂ બિલાડીને દડુકાથી નસાડવી જોઇએ તેવી માન્યતાના હિસાબે તો લાખો ક્રોડો જીવો બચાવવા સારૂ બકરાને સાધુએ લાકડી વગેરે મારી નસાડવો પડે ત્યારે શું દડુકો લઈને બકરાને મારી હઠાવે છે ખરા કે? વાચનાર બુદ્ધિથી વિચારો

## દૃષ્ટાત ત્રીજુ.

૩ એક ગાડુ કદમુળથી ભરેલુ છે તે કદમુળની અદર એક સોયની અણી ઉપર મૂકાય તેટલી જગ્યામા અનતા જીવ હોવાનુ શ્રી ભગવતે ફરમાવેલ છે તે ગાડાનો ધણી ગાડુ બહાર મૂકી ઘરના બીજા કામે લાગ્યો છે એટલામા એક ભૂખ્યો બળદ રસ્તે ચાલતા તે કદમુળ ખાવા સારૂ આવ્યો તે વખતે સાધુજી રસ્તેથી પસાર થતા હતા તેમણે જોયું કે બળદ અનતા જીવનો સહાર કરી નાખશે; તે વખતે સાધુજી શું કરે ? ઉદરને બચાવવા સારૂ બિલાડીને દડુકાથી નસાડાય તેમ માનનારની શ્રદ્ધાને

હિસાબે કંદમુળના અનંતા જીવ બચાવવા સારૂ બળદને પણ દંડુકા મારી નસાડવો પડશે શું સાધુજી મહારાજ દંડુકો લઈને બળદને મારવા ઉઠશે ખરા કે ?

## દ્રષ્ટાંત ચોથુ

૪ પાણીની એક કુંડી કાચા પાણીથી ભરેલી છે તેની અંદર અસંખ્યાતા જીવો તો પાણીના છે અને અનંતા જીવ લીલણ ફુલણના છે વળી અંદરનું પાણી પણ અણગળ છે, એટલે તેમાં લાખો ક્રોડો પેલ, પુરા વગેરે હાલતા ચાલતા ત્રસ જીવ છે એવી કુંડીમાનું પાણી પીવા એક ગાય તરશે મરતી ત્યાં આવે છે તે વખતે સાધુજી ત્યાંથી પસાર થતા હતા તેમના જોવામાં આ બીના આવી લાખો ક્રોડો ત્રસ જીવ અને અનંતા એકેંદ્રિય જીવનો હમણા ગાય સંહાર કરી જશે તે વખતે સાધુજી મહારાજ શું કરે ? જો ઉંદરને બચાવવા સારૂ બિલાડીને દંડુકાથી નસાડતા હોય તો તેની શ્રદ્ધાને હિસાબે કુંડીની અંદરના ત્રસ જીવ બચાવવા સારૂ ગાયને પણ દંડુકો મારી નસાડવી પડશે ત્યારે શું સાધુજી દંડુકો લઈને ગાયની ઉપર ઉઠશે ખરા કે ? ડાહ્યા હો તો વિચારી જો જો

## દ્રષ્ટાંત પાંચમુ.

૫. એક ઉકરડો છે તેની ઉપર ચોમાસામાં વરસાદ પડવાથી લાખો, ક્રોડો જીવ પડયા છે તે વખતે ચકલી, કુકડા વગેરે જીવો ત્યાં આવી લાખો જીવોનો નાશ કરે છે કારણ કે મચ્છગળાગળ દુનીયામાં ચાલુ છે જ્યાં

આગળ આ ઉકરડો છે ત્યા આગળથી કારણુસર સાધુજી પસાર થતા આ બીના જુએ, તો કહો સાધુજી આવો સન્જોગ જોયા પછી શુ કરે ? જો ઉંદરને બચાવવા સારૂ બિલાડીને દંડુકાથી નસાડતા હોય તો તેમની શ્રદ્ધાના આધારે ઉકરડાના લાખો, ક્રોડો જીવો બચાવવા સારૂ ચકલી કુકડા ઊપર દંડુંઉંા કે ચરવલો લઈ ઉઠશે ખરા ?

## દૃષ્ટાંત છઠું.

૬ કોઈ અશુચી કે ગોળ ઉપર માખીઓનો સમૂહ ઘેરાયલો છે જેને જોઇને માખીને મારનાર મોટા માખા માખીને પકડવા સારૂ આવે છે તે બનાવ સાધુજીના જોવામા અચાનક આવે તો સાધુજી શુ કરે ? જો ઉંદરને બચાવવા સારૂ બિલાડીને દંડુકાથી નસાડતા હોય તો તેની શ્રદ્ધાને હિસાબે માખીને બચાવવા સારૂ મોટા માખાને ઉડાડવા પડશે ત્યારે શુ મોટા માખાને ઉડાડવા સાધુજી ઓઘો ઉપાડશે ખરા ?

વળી પૂર્વે કહ્યા તે છ દૃષ્ટાંત જોશો તો સાતમો દાખલો ઉંદર બિલાડીનો છે એક એક દાખલા ઉપર ધ્યાન આપવાની જરૂર છે આ સાતે દૃષ્ટાંત દયાના સ્વરૂપ સમજાવવા સારૂ આપ્યા છે હવે કહો વાચનાર, સાધુજી કોનું મરવુ અને કોનું જીવવુ ઇચ્છે ? સાધુજીને તો બધા જીવો ઉપર સમ ભાવ છે જો ઉંદરના જીવનું, જીવવુ ઇચ્છી બિલાડીના જીવને મારવા જાય તો સાતે દાખલામા એમ જ કરવુ પડશે

કેટલા એક કહેવાતા સાધુ લોકોમા પોતે દયાવાન કહેવરાવવા સારૂ અને ભોળી જનતાને આકર્ષણ કરવા સારૂ ઉદર બિલાડીને ઠેકાણે તો આગળ પાછળનો વિચાર કર્યા વગર તુરત બોલી ઉઠશે કે અમે દયાવાન છીએ અને ઉદરને બચાવવા સારૂ બિલાડીને દડુકા વગેરેથી નસાડી દઇએ પણ કોઈ જ્ઞાની જણ હોય તો તે સામો સવાલ કરે સાધુ મહારાજ જેમ તમો ઉદરને બચાવવા સારૂ બિલાડીને નસાડો તેમ પૂર્વે કહ્યા તે દાખલાઓમા ગાય, ભેસ, બકરા વગેરેને પણ નસાડો કે નહિ ? આમ પૂછવાથી કેટલાએક સીધા થઇને એમ કહે કે અમારાથી બીજામા તો વચમા નહિ પડાય કારણ કે એક જીવને સાતા ઉપજાવવા જતા બીજા જીવ ત્રાસ પામે છે ખાબોચીયાના દેડકા, માછલા બચાવીએ તો ભેસો તરસથી ત્રાસ પામે છે, સડેલા અનાજની અદરના જીવો બચાવવા જઇએ તો બકરો ભૂખે મરતો ત્રાસ પામે છે, ગાડાની અદરના કદ મુળના જીવોને બચાવવા જઇએ તો ભૂખે મરતો બળદ ત્રાસ પામે છે કુડી અથવા હવાડાની અદરના પાણીના જીવ બચાવવા જઈએ તો તરસે મરતી ગાય ત્રાસ પામે છે અને ઉકરડા અને માખીને ઠેકાણે પણ ત્યા ઊભા રહી બચાવવા સારૂ અમને ચકલા–કુકડા–માખી વીગેરે ઉડાડવા ન કપે એમ કેટલાએક કહેવાતા સાધુ કહે અને કેટલાએક કહેવાતા સાધુ ક્રોધ કરી એમ બોલે કે અમે કાઇ જીવને જીવાડવા સારૂ થોડુ જ સાધુપણું લીધુ છે કે તમો અમોને પુછો છો કે અમુક ઠેકાણે અમુક જીવ બચાવવા સારૂ ચરવળો, દડુકો લઇ ઊઠો કે નહિ અમે તો તરણ તારણ છીએ કલ્પતુ કામ હોય તેજ કરીએ

જ્યારે કોઈ જ્ઞાની જણ સાધુજી મહારાજને પૂછે કે મહારાજ ઉપલા છ દાખલામા આપ તો કહો છો કે અમે તો તરણ, તારણ છીએ એટલે અમને વચમા પડવુ કપે નહી ત્યારે પછી ઉદર બિલાડીના ઠેકાણે જ જીવન, જીવાવણહાર, કેમ બની ગયા ? જો આપ જીવને જીવાડવામા દયા ધર્મ માનતા હો તો ઉદરને એકલાને જીવાડવા સારૂ શું કામ ઊઠો છો ? જો બીજા દાખલાઓમા બીજા જીવોને જીવાડવા માટે ઊઠવુ યાને વચમા પડવુ આપને કલ્પે નહિ તો આપ પક્ષપાતી ગણાઓજ કેની ? એકને જીવાડવા સારૂ ઊઠો અને બીજો બીચારો મરતો હોય તો તેને જીવાડવા મારૂ ન ઊઠતા કહો છો કે અમને કલ્પે નહિ શું ત્યારે ઉંદર બિલાડીને ઠેકાણે ઉદરને જીવાડવા બિલાડીને દડુકાથી એટલા માટેજ નસાડો છો કે આમ કહેવાથી તેરાપથી સાધુવી, ભોળી જનતા ભડકી ઊઠે અને આપણુનેજ જીવ દયાવાન તરીકે જ સમજ્યા કરે ! આપનો આજ અભિપ્રાય હશે કે બીજુ કાઇ ?

બીજા દાખલામા આપ પણ કહો છો કે અમે તો તરણ તારણ છીએ એટલે અમને ઊઠવુ અગર વચમા પડવુ કલ્પે નહિ બસ, તો બધે ઠેકાણે એમ જ સમજો કે શુદ્ધ સાધુ તો તરણ તારણ છે એટલે તરવા તારવાનું જ કામ કરે તે પણ શાંતિમય ઉપદેશ સમજી શકતો હોય તેવો અવસર જોઈને ઉપદેશ આપે નહિતર મૌન રહે શ્રી ઠાણાગ સૂત્રના ત્રીજા ઠાણામા ત્રણ પ્રકારે આત્મ રૂપી કહ્યા છે પહેલા સમજતો દેખાય તો અવસર જોઈને ઉપદેશ આપે

કનાય સામો જીવ સમજે એવો ન હોય તો પોતે મૌન રાખે. અને સામાવાળાના કાર્ય જોઇ પોતાથી મૌન રખાતું ન હોય તો તે વખતે ઊઠીને એકાત ચાલ્યા જાય, પણ બીજી ખટપટમા ન પડે એ ત્રણ પ્રકારના સાધુજીને આત્મરૂપી કહ્યા છે તો પછી ઉદર બિલાડી વગેરેના સાતે દાખલામા સાધુજી વચમા શી રીતે પડી શકે ? ન જ પડી શકે કારણ કે ઉપદેશથી સમજે તેવા તો ઉંદર બિલાડી વગેરે કોઇ જીવ છેજ નહિ વળી એકને ભય ઉપજાવી બીજાને સાતા કરવી એ સાધુનો ધર્મ નથી નિશીત સૂત્રના અગીઆરમા ઊદેશામા ભગવાને કહ્યુ છે કે કોઇ પણ ત્રસ જીવને સાધુ ભય ઉપજાવે અગર ભય ઊપજાવનારને ભલુ જાણે તો સાધુજીને ચોમાસી પ્રાયશ્ચિત આવે માટે સાધુજીએ બવા ઉપર સમભાવે રહેવુ એટલે ઉંદર બિલાડીની ખટપટમા પડવુ નહી

વળી કહ્યુ છે કે જૈન મુનિ તો શુ પણ વૈષ્ણવ શાસ્ત્ર પ્રમાણે વૈષ્ણવના ધર્મગુરૂઓ પણ એવી ખટપટમા પડી શકે નહિ, કારણ કે તેઓના "પચ તત્ર ગ્રથમા કહેલુ છે કે ત્રણ રૂષી હતા તે નદી કિનારે ઘોર તપશ્ચર્યા કરતા હતા અને તે તપશ્ચર્યાને લીધે ત્રણે રૂષીના દડ, કમડળ આકાશે અદ્ધર રહેતા હતા એટલામા એક ભૂખ્યું બગલુ નદી કિનારે મચ્છી મારવા આવ્યું, ત્યારે એક રૂષી બોલ્યા બગલા મુંચ, મુંચ એટલે મૂકી દે, મૂકી દે નાલાયક, દુષ્ટ બીચારી ભોળી ભલી મચ્છીને ખાય છે ? એમ કહેતાની સાથે તે રૂષીના દડ કમડળ આકાશથી નીચે આવી પડયા પછી બીજા રૂષી બોલ્યા મા મુંચ, મા મુચ એટલે નહિ મૂક, નહિ મૂક,

તું ભૂખ્યું છે,' તારૂ પેટ પાતળુ પડી ગયું છે તે એ નાલાયક દુષ્ટ મચ્છીઓ ખાવા સિવાય બીજા શું કામ આવે છે? જીવતી રહેશે તો વળી સામ સામી ફરીને પાણી ડોળશે આમ બોલતાની સાથે બીજા રૂષીના પણ દંડ કમડળ આકાશથી નીચે આવી પડયા પછી ત્રીજો રૂષી જે હતો તે પોતાના આત્મ સ્વરૂપમા લીન રહેલો હતો અને મચ્છી, બગલાની ખટપટમા નહીજ પડયો તેથી તેના દંડ કમડળ આકાશે અદ્ધર રહ્યા ત્યારે બે રૂષીઓ બોલ્યા કે એ શુ? અમે અત્રે બોલ્યા તેથી દંડ કમડળ નીચે આવી પડયા અને આપ બોલ્યા નહી તેથી આપના દંડ કમડળ આકાશે રહ્યા. આમ પૂછતા આત્મ રૂષીએ જણાવ્યું કે તમે તરવા તારવા રૂપ માર્ગને મૂકી જીવવા, મારવા વાળા રાગ દ્વેષની ખટપટમા પડી ગયા કારણ કે તમે એક જણે મચ્છીના જીવનું જીવવુ ઇચ્છયું બગલાને નાલાયક દુષ્ટ બનાવ્યું અને બીજાએ બગલાનું જીવવુ ઇચ્છી, મચ્છીને નાલાયક દુષ્ટ બનાવી એ કારણ ને લીધે તપશ્ચર્યા ભ્રષ્ટ થઇ દંડ કમડળ નીચે આવી પડયા

હવે વાચક, વીચાર! આવા આવા દાખલા પણ સાધુ જીને માટે વિષ્ણુ ધર્મમા કહેલા છે તો પછી જૈન શાસ્ત્ર પ્રમાણે જૈન સાધુ તો ઉંદર બિલાડીની ખટપટમા પડી શકેજ શી રીતે? ડાહ્યા હો તો વિચારી જોજો

**"ઇતિ વીતરાગ પ્રણીત ખરી દયાની સમજણ."**

---

—